8 પેલી ચોપડીઓ ટેબલ નીચે કોણે મૂકી છે? Who has put those books under the table? (હુ હેઝ પુટ ધોઝ બુકસ અંડર ધી ટેબલ)

9 દશમાંથી ફક્ત પાંચ રૂપીઆ ખરચજો. Spend only five rupees out of ten. (સ્પેન્ડ ઓનલી ફાઇવ રૂપીઝ આઉટ ઓફ ટેન)

10 કુવામાંથી પાણી ખેંચવું એ એક સુંદર કસરત છે. It is a nice exercise to draw water from a well. (ઇટ ઇઝ એ નાઇસ એકસરસાઇઝ ટુ ડ્રૉ વોટર ફ્રોમ એ વેલ)

11 મારી બેન સહેલાઇથી કપડા ઉપર ગમે તે આકૃતિ દોરી શકે છે. My sister can easily draw any design on the cloth. (માઇ સીસ્ટર કેન ઇઝીલી ડ્રૉ એની ડીઝાઇન ઓન ધી કલોથ)

12 તમારાં નવા ગણીતમાં કેટલા મનોયત્નો છે? How many exercises are there in your new Arithmetic? (હાઉ મેની એકસરસાઇઝીસ આર ધેર ઇન યોર ન્યુ એરીથમેટીક)

13 તમે તેણીને છોકરાઓમાં રમતી જોશો. You will find her playing among the boys. (યુ વીલ ફાઇન્ડ હર પ્લેઇંગ એમન્ગ ધી બોય્ઝ)

14 પેટી ટેબલ પર છે, અને સુરજ ઝાડોની ઉપર છે. The box is on the table and the sun is over the trees. (ધી બોક્સ ઇઝ ઓન ધી ટેબલ એન્ડ ધી સન ઇઝ ઓવર ધી ટ્રીઝ)

15 ઉપર જાવ અને તેને જાતે મળો. Go up and see him personally. (ગો અપ એન્ડ સી હીમ પર્સનલી)

---

## Lesson 48 પાઠ ૪૮

## Ever (એવર)-Never (નેવર)

**Ever** ના ગુજરાતીમાં ઘણા અર્થ થાય છે. મોટે ભાગે **કદાપી-કદીના** અર્થમાં એ વાકયમાં વપરાય છે. જેમકે: તમે કદાપી સિંહ જોયો છે? Have you ever seen a lion?

વળી Ever આખર સુધી-હંમેશાને માટે Always (ઓલવેઝ) ના અર્થમાં પણ કેટલીક વાર વપરાય છે. જેમકે: તેમનો પ્રેમ જીવનના અંત સુધીનો છે. Their love is ever lasting. (એવર લાસ્ટીંગ). હું હંમેશાં તૈયારજ છું. I am ever ready. (એવર રેડી) તે હંમેશને માટે એવોજ માંદો રહેવાનો. He will remain ill for ever.

વળી Ever નો અર્થ કોઇ કોઇ વાર **હંમેશ મુજબનો** As usual (એઝ યુઝવલ) ના અર્થમાં વપરાય છે. જેમકે: તે હંમેશ મુજબ હોશિયાર છે.He is clever as ever.

**Never** નો અર્થ **કદી નહિ-કદાપી નહિ** થાય છે. જેમકે: હું તેના શબ્દો ઉપર કદાપી પણ વિશ્વાસ મુકતો નથી. I never trust (ટ્રસ્ટ) his words. તમારે ત્યાં કદી જવું જોઇએ નહિ. You should never go there.

## Words ( વર્ડ્સ ) શબ્દો

રાંધવું Cook (કુક)
કોશીશ કરવી Try (ટ્રાઇ)
કાંઇ Anything (એનીથીંગ)
કદી Ever (એવર)
કદી નહિ Never (નેવર)
રોટલો–રોટલી Bread (બ્રેડ)
તક Oppertunity (ઓપર ચ્યુનીટી), Chance (ચાન્સ)
શેકવું Bake (બેઇક)
પણ Even (ઇવન)
બળવું Burn (બર્ન)
માછલી Fish (ફીશ)
પકડવું Catch ( કેચ )
જાળ નાખવી To cast a net ( ટુ કાસ્ટ એ નેટ )
નદી River (રીવર)
સરોવર Lake (લેઇક)
સમુદ્ર Sea (સી)
તળાવ Pond (પોન્ડ)
ભૂશિર Cape ( કેઇપ )
અખાત Bay (બે)
હજુ પણ Still (સ્ટીલ)

બદલવું Change (ચેન્જ)
મગજ Mind (માઇન્ડ) મન
ટેકરી Hill (હીલ)
ઉતરવું Decend (ડીસેન્ડ)
ચઢવું Ascend ( એસેન્ડ )
ઘોડે બેસવું Mount (માઉન્ટ)
રજુ કરવું Present (પ્રેઝન્ટ) હાજર થવું. [ સર્ટીફિકેટ
પ્રમાણપત્ર Certificate
દાખલ કરવો Admit (એડમીટ)
સિવાય Without (વીધાઉટ) વગર
કારકુન Clerk (કલાર્ક)
તરીકે As ( એઝ ) [ એપોઇન્ટેડ
નીમણુક થઇ Was appointed
આવતી Next (નેક્સ્ટ)
સભા Meeting (મીટીંગ)
ભાષણ Lecture (લેક્ચર)
ગોઠવવું Arrange (એરેન્જ)
મદદ કરવી Assist (એસીસ્ટ)
પર્વત Mountain (માઉન્ટન)
ગુફા Cave (કેઇવ)
મીજલસ Party (પાર્ટી)

માલ Goods (ગુડસ)
બંદર Port (પોર્ટ)
ફરજ Duties (ડ્યુટીઝ)
લાવવું Bring (બ્રીન્ગ)
હાજરી આપવી Attend (એટેન્ડ)
ધ્યાન આપવું Attend to (એટેન્ડ ટુ)
માંદગી Sickness (સીકનેસ)
ને લીધે On account of (ઓન એકાઉન્ટ ઓફ)
અશક્ત Unable (અનેબલ)

1 તમે કદી કંઈ રાંધવાની કોશીષ કરી જોઈ છે? Have you ever tried to cook anything? (હેવ યુ એવર ટ્રાઇડ ટુ કુક એનીથીંગ)

2 ના, મને કદી એક રોટલી પણ શેકવાની તક મળી નથી. No, I never get an oppertunity to bake even a bread. (નો, આઇ નેવર ગેટ એન ઓપરચ્યુનીટી ટુ બેઇક ઇવન એ બ્રેડ)

3 જુઓ, એ બળી જાય છે. Look, it is burning. (લુક, ઇટ ઇઝ બર્નીંગ)

4 માછલી પકડવા માટે નદીમાં જાળ નાખો. Cast a net Into the river for catching the fish. (કાસ્ટ એ નેટ ઇન ટુ ધી રીવર ફોર કેચીંગ ધી ફીશ)

5 હજુ પણ તમને તમારા મગજના વિચારો બદલવાનો સમય (તક) છે. Still you have a chance (time) to change your mind. (Ideas) (સ્ટીલ યુ હેવ એ ચાન્સ (ટાઇમ) ટુ ચેન્જ યોર માઇન્ડ-આઇડીઆઝ)

6 ટેકરી ઉપરથી નીચે ઉતરો અને ઘોડા ઉપર બેસો Decend the hill and mount the horse. ( ડીસેન્ડ ધી હીલ એન્ડ માઉન્ટ ધી હોર્સ )

7 પ્રમાણ પત્ર રજુ કર્યા વગર હું તમારા છોકરાને મારી નિશાળમાં દાખલ કરી શકીશ નહિ I cannot admit your son in my school without presenting a certificate. ( આઇ કેનનોટ એડમીટ યોર સન ઇન માઇ સ્કુલ વીધાઉટ પ્રેઝન્ટીંગ એ સરટીફીકેટ )

8 નિશાળમાં કારકુન તરીકે મારી નીમણુક થઇ. I was appointed as a clerk in the school. ( આઇ વોઝ એપોઇન્ટેડ એઝ એ કલાર્ક ઇન ધી સ્કુલ )

9 હું આવતી સભામાં તમારૂં ભાષણ ગોઠવું ? May I arrange for your lecture in the next meeting ? ( મે આઇ એરેન્જ ફોર યોર લેકચર ઇન ધી નેકસ્ટ મીટીંગ )

10 મને ટેકરી ઉપર ચઢવાને મદદ કરો. Assist me to climb the hill. ( એસીસ્ટ મી ટુ કલાઇમ્બ ધી હીલ )

11 પર્વત ઉપર ચઢો અને તમને નદીની પાસે એક ગુફા દેખાશે. Ascend the mountain and you will find a cave beside the river. ( એસેન્ડ ધી માઉન્ટન એન્ડ યુ વીલ ફાઇન્ડ એ કેઇવ બીસાઇડ ધી રીવર )

12 ગઇ કાલે તમે મીજલસમાં હાજર હતા? Were you present in the party yesterday? (વેર યુ પ્રેઝન્ટ ઇન ધી પાર્ટી યસટરડે)

13 ના, હું તેમાં મારી માંદગીને લીધે હાજર રહી શકવા અશક્ત હતો. No, I was unable to attend it on account of my sickness. (નો, આઇ વોઝ અનેબલ ટુ એટેન્ડ ઇટ ઓન એકાઉન્ટ ઓફ આઇ સીકનેસ)

14 માલ બંદર પર લાવવાની તમારી ફરજ ઉપર હમેશાં ધ્યાન આપો. Always attend to your duties to bring the goods to the port. (ઓલવેઝ એટેન્ડ ટુ યોર ડ્યુટીઝ ટુ બ્રીન્ગ ધી ગુડસ ટુ ધી પોર્ટ)

15 યમુના નદી છે, માન સરોવર છે, મલાવ તળાવ છે, અને ભૂમધ્ય સમુદ્ર છે. Yamuna is a river, Man is a lake, Malao is a pond and Bhumadhya is a sea. (યમુના ઇઝ એ રીવર, માન ઇઝ એ લેઇક, મલાવ ઇઝ એ પોન્ડ એન્ડ મભૂધ્ય ઇઝ એ સી)

16 આજે મેં ઇતિહાસમાં બંગાળાના અખાતથી માંડી કન્યાકુમારી ભૂશિર સુધી વાંચ્યું છે. I have read to-day from bay of Bangal to cape of Kanyakumari in history. (આઇ હેવ રેડ ટુ ડે ફ્રોમ બે ઓફ બેન્ગાલ ટુ કેઇપ ઓફ કન્યાકુમારી ઇન હીસ્ટરી.)

## Lesson 49 પાઠ ૪૯

## So-Such-Too-Therefore.

**So** ( સો ) **તેથી-તેમ આમ-આ પ્રમાણે-એટલે** વગેરે એના જૂદા જૂદા વપરાશ પ્રમાણે જૂદા જૂદા અર્થો થાય છે. તેણે વાંચ્યું નહિ તેથી તે પાસ થઇ શક્યો નહિ. He did not read so he could not pass. આ વાક્યમાં so ને બદલે **Therefore** ( ધેરફોર ) પણ મૂકી શકાય છે. બંને શબ્દોના ઉપયોગ અને અર્થ એકસરખા જ છે. આ વાક્યમાં so નો ઉપયોગ Conjunction ઉભયાન્વયી અવ્યય તરીકે છે.

તે એવું છે. ( એમ છે ) It is So. આ વાક્યમાં so ક્રિયાપદનો વધારો બતાવી Adverb ક્રિયાવિશેષણ અવ્યય તરીકે વપરાયું છે. તે એટલું બધું ખરાબ છે, કે મને પસંદ પડી શકતું નથી. It is **So** bad that I cannot like it. આ વાક્યમાં so વિશેષણ bad નો વધારો બતાવે છે. I have never seen so good a boy.

**Such** ( સચ ) **એવું-એવો-એટલો:** વગેરે એના અર્થ થાય છે. એવો સારો છોકરો Such a good boy. એને બદલે So good a boy પણ લખી શકાય છે. Such એ દર્શક વિશેષણ છે, અને તે નામની આગળ અથવા તો નામની આગળ વિશેષણ હોય તો તેની આગળ આવે છે. જેમકે: I have never seen

**such a picture.** અથવા તો **I have never seen such a beautiful picture.**

**સૂચના:** એ ધ્યાનમાં રાખવું કે A આર્ટીકલ હમેશાં Such ની પછી આવે છે. A such boy કદાપી બોલાતું કે લખાતું નથી, પરંતુ Such a boy લખાય ને બોલાય છે, અને So વાક્યમાં વપરાય તો A આર્ટીકલ નામની અગાઉ લાગે છે. જેમકે: So good a boy.

So ને બદલે too નો વપરાશ પણ આજકાલ અંગ્રેજીમાં વધી પડયો છે. જેમકે: તે એવો સારો માણસ છે, કે કદાપી જુઠું બોલે નહિ. He is so good a man that he will not tell a lie. અથવા He is too good a man to tell a lie.

Such કોઇ કોઇવાર સર્વનામ તરીકે પણ વાક્યમાં વપરાય છે. જેમકે: તે પ્રમાણિક માણસ છે, અને એક પ્રમાણિક માણસ તરીકે અમે તેના વખાણ કરીએ છીએ. He is an honest man and as **such** we praise him.

## Words ( વર્ડસ ) શબ્દો

| | |
|---|---|
| અભિમાની Proud ( પ્રાઉડ ) | વિરૂદ્ધ Against ( અગેન્સ્ટ ) |
| જબરી Great ( ગ્રેઇટ ) | આશરે Nearly ( નીઅરલી ); About ( એબાઉટ ) |
| ખોટ Loss ( લોસ ) | વારસો Fortune ( ફોરચ્યુન. ) |
| ઢીલો Loose ( લુઝ ) | મગજ ગુમાવવું To lose head; ( temper ટેમ્પર ) |
| પસંદ કરવું Prefer ( પ્રીફર ) | દીલ–મન Mind ( માઇન્ડ ) |
| ચોર Thief ( થીફ ) | નજર Sight ( સાઇટ ) |
| લૂટવું Loot ( લુટ ) | |
| વેર લેવું Avenge ( એવેન્જ ) | |
| હૃદય Heart ( હાર્ટ ) | |

1 તમે એટલા બધા મોડા થયા છો, કે ગાડી પકડી શકશો નહિ You are so late that you cannot catch the train. (યુ આર સો લેઇટ ધેટ યુ કેન નોટ કેચ ધી ટ્રેઇન) અથવા You are too late to catch the train.

2 તાપ એટલો બધો પડે છે કે આપણે બહાર જઈ શકીએ નહિ. It is so hot that we cannot go out. (ઇટ ઇઝ સો હોટ ધેટ વી કેનનોટ ગો આઉટ) અથવા It is too hot for us to go out.

3 આવો અભિમાની માણસ મેં જીંદગીમાં જોયો નથી. I have never seen such a proud man in my life. (આઇ હેવ નેવર સીન સચ એ પ્રાઉડ મેન ઇન માઇ લાઇફ).

4 ખરેખર આ વેળા મને જબરી ખોટ ગઇ છે. Really, this time I am in a great loss. (રીઅલી, ધીસ ટાઇમ આઇ એમ ઇન એ ગ્રેઇટ લોસ).

5 તમે આવો ઢીલો ડગલો પહેરવો કેમ પસંદ કરો છો? Why do you prefer to wear such a loose coat? (વાય ડુ યુ પ્રીફર ટુ વેર સચ એ લુઝ કોટ)

6 એક ચોરે મને રસ્તામાં લૂંટી લીધો. A thief looted me on the way. (એ થીફ લુટેડ મી ઓન ધી વે)

7 મને તેની ઉપર વૈર વાળવાનો કોઈ રસ્તો જડતો નથી. I cannot find any way to avenge him. (આઇ કેનનોટ ફાઇન્ડ એની વે ટુ એવેન્જ હીમ)

8 તમારાં હૃદયની ( અંતરાત્માના અવાજની ) વિરૂદ્ધ તમે કંઇપણ કબુલતા નહિ. Do not agree to anything against your heart. ( ડુ નોટ એગ્રી ટુ એનીથીંગ અગેન્સ્ટ યોર હાર્ટ )

9 તેને આશરે દશેક હજારનો વારસો મળ્યો એટલે મગજ ગુમાવ્યું. He lost his head on account of receiving a fortune of nearly ten thousand. ( હી લોસ્ટ હીઝ હેડ ઓન એકાઉન્ટ ઓફ રીસીવીંગ એ ફોરચ્યુન ઓફ નીઅરલી ટેન થાઉઝન્ડ )

10 મને એમ લાગે છે કે એનું મગજ ખસી ગયું છે. It seems to me that he has lost his temper. (is out of temper) (ઇટ સીમ્સ ટુ મી ધેટ હી હેઝ લોસ્ટ હીઝ ટેમ્પર.)

11 જે દીલથી દુર તે નજરથી દુર. Out of mind is out of sight. ( આઉટ ઓફ માઇન્ડ ઇઝ આઉટ ઓફ સાઇટ )

## Lesson 50 પાઠ ૫૦

## On-Upon-While-Within-Between-Amidst

**On** અને **Upon**: આ બંનેના અર્થ લગભગ સરખા હોવા છતાં વપરાશ એકસરખો નથી. ચોપડી ટેબલ ઉપર છે. A book is on the table એમ કહેવાય પણ upon the table કહેવાય નહિ. એજ પ્રમાણે: તે દુધ ઉપર જીવે છે. He lives on milk. એમ કહેવાતું કે લખાતું નથી, પણ He lives upon milk કહેવાય છે. એજ પ્રમાણે Come on, Go on વગેરે બોલાય છે, ત્યાં Come upon કે Go upon વપરાતું નથી.

**On અને While** (વાઈલ): એ બંનેનો **અર્થ જ્યારે દરમ્યાન–ની સાથેજ** એવો થાય છે, ત્યારે એ બંનેની સાથે Gerund (જીરન્ડ) વપરાય છે. જેમકે: ઘરમાં પ્રવેશતાંજ (પ્રવેશતાંની સાથેજ) તેણે ગાળ દેવી શરૂ કરી. On entering the house, he began to abuse. સીનેમામાં જતાં તે અમને મળ્યો. While going to Cinema he met us. પહેલા વાક્યમાં on ની જગાએ while વાપરી શકાય છે, પણ બીજા વાક્યમાં while ની જગ્યાએ on કદાપી વપરાતું નથી. On entering માં ઘરમાં દાખલ થવાની ક્રિયા પૂરી થઇ ગઇ હોય એવો અર્થ રહેલો છે, જ્યારે While entering કે While going માં ક્રિયા ચાલુ હોય, થતી હોય, એવો અર્થ રહેલો છે. ખૂબ મહાવરાથી આ ફેર માલમ પડે છે. વળી બે વિરોધી તત્વોની તુલના–સરખામણી કરાવવા માટે પણ While નો ઉપયોગ થાય છે. જેમકે: તે લાંબો છે, જ્યારે તેનો ભાઈ ઠુંકો છે. He is tall while his brother is short.

**Within** (વીધીન): અમુક ચોક્કસ **મુદત પહેલાં–મુદત દરમ્યાનમાં** એવો અર્થ બતાવે છે. તે આઠ દિવસમાં પુરૂં **થશે.** It will complete within a week. અહીં **Within** ની જગાએ During (ડ્યુરીંગ) કદાપી વાપરી શકાતું નથી. પરંતુ રજાના દિવસોમાં હું મુંબઇ જવાનો છું. I am to go to

Bombay during the holidays વાપરી શકાય છે. આ વાક્યમાં Within વાપરી શકાતું નથી. ખાસ કરીને Within અમુક ચોક્કસ મુદતની અંદર બતાવે છે, જ્યારે during અમુક અચોક્કસ મુદતની અંદરનો અર્થ બતાવે છે. *

**Between** (બીટવીન): વચ્ચે નો અર્થ બતાવે છે. તમારી અને મારી વચ્ચેની આ ખાનગી બાબત છે. This is a private affair (એફેર) between you and me.

**Amidst** (એમીડસ્ટ): એનો પણ અર્થ વચ્ચે થાય છે. જેમકે: ભય અને મુશ્કેલીઓ વચ્ચે... Amidst danger and difficulties... વટાવીને...સામનો કરીને એવા સવિશેષ અર્થમાં એ આવે છે.

## Words (વર્ડ્સ) શબ્દો

રજા Vacation (વેકેશન)
દરમ્યાન During (ડ્યુરીંગ)
વડ Banyan (બનીયન)
વચ્ચે Across (એક્રોસ) આડે
હાંકવું Drive (ડ્રાઈવ)
ખોટી Wrong (રોન્ગ)
નુકસાનકારક Injurious (ઈન્જ્યુરીઅસ)
હદ Limit (લીમીટ)
પૈંડુ Wheel (વ્હીલ)
ઠેકાણા વગરનું Out of order (આઉટ ઓફ ઓર્ડર)

* કોઈ કોઈ વાર આવી જગાએ Meanwhile નો ઉપયોગ પણ થાય છે.

છમાસિક Terminal (ટર્મીનલ)
પરીક્ષા Examination (એક્ઝામીનેશન)
પૂરી થઇ Is over (ઓવર)
માસીક Monthly (મન્થલી)
પગાર Pay (પે) [ ન્યુઝપેપર
વર્તમાનપત્ર Newspaper

અઠવાડીક Weekly (વીકલી)
પસાર થવું Pass (પાસ)
રસ્તે Way (વે)
નાસીપાસ Failure (ફેઈલ્યોર)
ઓળખવું Recognize (રેકગ-નાઈઝ) [ ટુ બી રેકગનાઇઝ્ડ
મંજુર થવું To be recorgnised

1 નિશાળે જતાં હું તેને મળીશ. I shall meet him while going to school. (આઈ શેલ મીટ હીમ વાઇલ ગોઇંગ ટુ સ્કુલ)

2 મે વેકેશનમાં તમે ક્યાં જવા ઇચ્છા ધરાવો છો? Where do you wish to go during the May vacation? (વેર ડુ યુ વીશ ટુ ગો ડ્યુરીંગ ધી મે વેકેશન)

3 હું બોલતો હતો એ દરમ્યાન તે આવી લાગ્યો. He came while I was speaking.. (હી કેઇમ વાઇલ આઈ વોઝ સ્પીકીંગ)

4 બે વડના ઝાડ અમારી શેરીની વચ્ચે છે. Two Banyan trees are across our street. (ટુ બનીયન ટ્રીઝ આર એક્રોસ અવર સ્ટ્રીટ)

5 તે મારા હાથ નીચે નોકરી કરે છે. He is serving under me. (હી ઇઝ સર્વીંગ અન્ડર મી)

6 તમે તમારી ગાડી ખોટી બાજુએ હાંકો છો. You are driving your car on wrong side. (યુ આર ડ્રાઇવીંગ યોર કાર ઓન રોન્ગ સાઇડ)

7 હદ બહાર ખાવું એ નુકસાનકારક છે. It is injurious to eat out of limit. ( ઇટ ઇઝ ઇનજ્યુરીઅસ ટુ ઇટ આઉટ ઓફ લીમીટ )

8 તમારી ગાડીનું એક પૈંડું ઠેકાણા વગરનું હોવું જોઇએ. One of the wheels of your car must be out of order. ( વન ઓફ ધી વીલ્સ ઓફ યોર કાર મસ્ટ બી આઉટ ઓફ ઓર્ડર )

9 મારી છ માસીક પરીક્ષા ખલાસ થઇ ગઇ છે. My terminal examination is over. ( માઇ ટર્મિનલ એકઝામીનેશન ઇઝ ઓવર )

10 મારો માસીક પગાર હવે મને જોઇએ. I must have my monthly pay now. ( આઇ મસ્ટ હેવ માઇ મન્થલી પે નાઉ)

11 મુંબઇ સમાચાર અઠવાડીક વર્તમાનપત્ર છે. Bombay Samachar is a weekly newspaper. ( બોમ્બે સમાચાર ઇઝ એ વીકલી ન્યુઝપેપર )

12 આ રસ્તે થઇને પસાર થશો નહિ Do not pass by this way. ( ડુ નોટ પાસ બાઇ ધીસ વે )

13 આખરે હું નાસીપાસ (હતાશ) થયો. At last I am at failure. ( એટ લાસ્ટ આઇ એમ એટ ફેઇલ્યોર )

14 તમે મને ઓળખી શકો છો? Can you recognize me? ( કેન યુ રેકગનાઇઝ મી )

15 અમારી નિશાળ (સરકારમાં) મંજુર થએલી છે. Our school is recognized. ( અવર સ્કુલ ઇઝ રેકગનાઇઝડ )

## Lesson 51 પાઠ ૫૧ મો.

## Before-For-Since-Ago-Till Until-Unless-As long as

**Before** (બીફોર) અગાઉ-પહેલાં-પૂર્વે: અમુક સમયની અંદરનો અર્થ બતાવે છે. એ અવ્યય તરીકે વાક્યમાં વપરાય છે. (૧) મેં તમને અગાઉ દીઠા છે. I have seen you **before.** (Adverb ક્રિયાવિશેષણ અવ્યય તરીકે) (૨) તમે આવી પહોંચ્યા તે પહેલાં વરસાદ વરસ્યો હતો. It rained **before you** arrived here (ઉભયાન્વયી અવ્યય Conjunction તરીકે) (૩) ભિખારી દરવાજા આગળ ઉભો હતો. The beggar stood **before** the gate. (અવ્યય Preposition તરીકે) કોઇ કોઇ વાર before ની જગાએ **During** વપરાય છે. જેમકે: હું તમને આવતા અઠવાડિયા પહેલાં લખીશ. I shall write to you before next week. (During this week)

**For** (ફોર) માટે સુધી-થયા-અમુક ચોક્કસ ઠરાવેલી મુદત: (પુરી થાય એ પહેલાં નહિ) એવો અર્થ બતાવે છે જેમકે: હું હજી એક અઠવાડિયા સુધી સુરત છોડી જનાર નથી. I am not leaving Surat **for a week yet.** એને બદલે આ વાક્યમાં until નો ઉપયોગ પણ આમ થઇ શકે છે. I am not leaving Surat **until** a week

has passed. For નો અર્થ માટે કે સારૂ થાય ત્યાં એ preposition થાય છે. જેમકે: For me મારે માટે. વળી કોઈ કોઇ બે વાકયની વચ્ચે for ઉભયાન્વયી અવ્યય conjunction તરીકે પણ વપરાય છે ત્યારે એનો અર્થ કારણ કે because થાય છે. જેમકે : તે ખીજવાઇ ગયો કારણ કે તે બહુ માંદો હતો. He became angry for he was very ill.

Since ( સીન્સ ) થી-ત્યારથી : અમુક અચોકકસ વખત બતાવવો હોય ત્યાં વપરાય છે. જેમકે : ઘણા લાંબા વખતથી આપનો એક પત્ર મળ્યો નથી. Recived no letter from you since a very long time passed. પરંતુ જો અમુક માસ, દિવસ કે વરસ એમ ચોકકસ મુદત Duration of time વાકયમાં બતાવવો હોય તો for વપરાય છે જેમકે : છેલ્લા બે માસથી તમારો એક કાગળ મળ્યો નથી. Received no letter from you for the last two months passed.

તે ઘણા દિવસથી ગેરહાજર છે. આ અર્થ બતાવવા since વપરાતું નથી પણ for વપરાય છે. He has been absent for many days. પરંતુ...જ્યારથી તે માંદો હતો ત્યારથી ખોરાક લેતો નથી. આ વાક્યમાં since વપરાય. He has not been taking food since he was ill. Since પછી Point of time બતાવનારા શબ્દો આવે, તે ઉપરાંત આગળના ક્રિયાપદમાં is

ને બદલે has been વપરાય છે. since પછી ઉપવાક્ય આવે તો is કાયમ રાખવો. જેમકે: (1) He has been working in this firm since 1920 A. D. (2) It is five months since he went to Poona. (Since he has gone લખાતું નથી. એમ લખવાથી Since નો અર્થ Because થાય છે.)

**સૂચના :** એટલું યાદ રાખો કે Since નાઉપયોગ પછી Point of time કંઇ અમુક અચોક્કસ મુદ્દત કે વખત બતાવનાર વાક્ય કે ફ્રેઇઝ Phrase આવે છે જ્યારે for ની પછી અમુક ચોક્કસ મુદ્દત આવે છે. નિશાળ બંધ થઈ ત્યારથી...Since the school closed, લડાઈ શરૂ થઈ ત્યારથી Since the war began આ બંને વાક્યોમાં કેટલા મહીના કે વરસ તે જણાવ્યું નથી પણ મોઘમ–ગાંધિ ભારે વાત કરી છે; જ્યારે છેલ્લા બે વરસથી તે માંદો છે. He is ill for the last two years. એ વાક્યમાં **બે વરસ** એમ ચોક્કસ મુદ્દત બતાવવામાં આવી છે.

**Ago** ( એગો ) **અગાઉ–અમુક વખતની ઉપર :** પાંચેક વરસની વાત ઉપર. About five years ago. બે દિવસ પર. Two days ago. જો આ વાક્યોમાં Ago ની જગાએ Since નો ઉપયોગ કરવો હોય તો વાક્ય ઉલટાવવું પડે છે; જેમકે : બે વરસ ઉપર ( અગાઉ ) મને તે મુંબઇમાં મળ્યો હતો. Two years ago he met me in Bombay. એને ફેરવીને It is two years passed since he met me in Bombay.

**સૂચના :**–Ago વાપરીએ ત્યારે વર્તમાનકાળથી ગણતા ભૂતકાળમાં જઇએ, અને Since વાપરીએ ત્યારે ભૂતકાળથી ગણતા ચાલુ વખત–વર્તમાનકાળ સુધી આવીએ છીએ.

**પહેલાં** અગાઉના અર્થમાં Ago વપરાય ત્યારે તે શબ્દની **પછી-છેડે** આવે છે, જ્યારે Before શબ્દની **આગળ-પહેલાં** આવે છે. જ્યાં **પહેલાં** શબ્દ પછી વાકયમાં ભવિષ્યકાળ આવે ત્યાં before વપરાય ને ભૂતકાળ આવે ત્યાં Ago વપરાય. Before since માફક point of time દર્શાવનારા શબ્દોની પૂર્વે વપરાય છે. જેમકે: દશમી જુન પહેલાં Before the tenth of June. દીવળી પહેલાં Before Diwali. પણ બે મહીના પહેલા-કે બે મહીનામાં એ વાકયને તરજુમો Before two months નહિ થાય પરંતુ before two monthe elapse, In two months કે Within two months એમ થાય છે. હું પાંચ વરસ પહેલાં તમારી નિશાળમાં શિક્ષક હતો. આ વાકયમાં **પહેલાં** શબ્દ પછી **હતો** ભૂતકાળ છે માટે Ago વપરાય. Five year ago, I was a teacher in your school.

**Till (ટીલ) જ્યાં સુધી:** એની પછી પણ અમુક ચોક્કસ વખત બતાવનાર Duration of time શબ્દ કે વાક્ય વપરાય છે. જેમકે: Till December, Till evening, Till he died, Till I return વગેરે.

**Until (અન્ટીલ) જ્યાં સુધી નહિ:** એ Till ના અર્થમાં ફક્ત નકારવાચક નો વધરો બતાવે છે. જેમકે: તમે જ્યાં સુધી સખ્ત અભ્યાસ કરશો નહિ ત્યાં સુધી પાસ થઇ શકશો નહિ. Until you study hard, you cannot pass. આજ વાકયમાં Unless (અનલેસ) પણ વાપરી શકાય છે. જેમકે: You cannot pass, unless you study hard.

**As long as (એઝ લૉન્ગ એઝ):** એની પછી પણ Duration of time **અમુક મુદત દરમ્યાન-નો અર્થ** બતાવનારા શબ્દો કે વાક્ય આવે છે. જેમકે: તમે જ્યાં સુધી જીવશો ત્યાં સુધી મને યાદ કરશો. You will remember me as long as you live.

જ્યારે Principal અને Adverbial (વાક્ય ને ઉપવાક્ય) બંને Clausesમાં નકાર આવે ત્યારે Adverbial clause માંથી not કાઢી નાખી till કે as long as ન વાપરતા until વાપરવો કારણ કે એનો અર્થ **ત્યાં સુધી નહિ** એવો થાય છે એટલે કે: **જ્યાં સુધી આમ નહિ કરો ત્યાં સુધી આમ નહિ થાય.** એવો ભાવાર્થ હોય ત્યાં until વપરાય છે. જેમકે: You will no be happy, until you give up the drinking.

પરંતુ જ્યારે માત્ર Adverbial clause માં નકાર હોય ને Principal clause માં નકાર ન હોય ત્યારે તો as long as... not જ વાપરવો. એટલે કે: **જ્યાં સુધી આમ નહિ કરો ત્યાં સુધી આમ થશે-બનશે.** એવો ભાવાર્થ બતાવે તો until નો ઉપયોગ કરવો નહિ. જેમકે: You will remain happy as long as you do not spoil your characters.

ઘણો લાંબો વખત સુચવવા માટે as long અને થોડા વખત માટે till વપરાય છે. જેમકે: As long as he lives; Till he comes. Up to the time ને માટે till, for the time ને માટે as long as અને before the time ને માટે until વપરાય છે.

## Words ( વર્ડ્સ ) શબ્દો

છેલ્લા Last (લાસ્ટ)
ગેરહાજર Absent (એબસન્ટ)
સખત મહેનત કરવી To work hard ( ટુ વર્ક હાર્ડ )
નિસાસા નાખવા Sigh ( સાઈ )
ચોરો Thieves ( થીવ્ઝ )
આવી પહોંચવું Arrive (એરાઇવ)
ઉતાવળ કરવી Hurry ( હરી )
ધરતીકંપ Earthquake (અર્થ-ક્વેક )
સંભારવું Remember (રીમેમ્બર)
માગણી કરવી Demand (ડીમાન્ડ)
વારંવાર So often ( ઓફ્ન )
છપાવું Print ( પ્રીન્ટ )
હાલ Now a days
વાર્ષિક Annual ( એન્યુઅલ )
બેસવું Appear ( એપીઅર )
આગલા Previous (પ્રીવીઅસ)
Late (લેઇટ) ભૂતપૂર્વ-માજી
ભલામણ Recommendation ( રેકમેન્ડેશન )
માધ્યમીક Middle (મીડલ )
મંજુર કરવી Sanction (સેન્કશન)
ઇનામનો મેળાવડો Prize distribution (પ્રાઇઝ ડીસ્ટ્રીબ્યુશન)
આથી Hereby ( હીઅરબાઇ )
ભલામણ કરવી Recommend

1 છેલ્લા છ મહીનાથી હું વર્તમાનપત્રોમાં લખતો આવ્યો છું. I have been writing in this newspaper for last six months. ( આઇ હેવ બીન રાઇટીંગ ઇન ધીસ ન્યુઝ પેપર ફોર ધી લાસ્ટ સીક્સ મન્થસ )

2 તે આજ પંદર દિવસથી ગેરહાજર છે. He has been absent for fifteen days. (હી હેઝ બીન એબસન્ટ ફોર ફીફ્ટીન ડેઝ)

3 તે પંદરમી જાન્યુઆરીથી ગેરહાજર રહે છે. He has been absent since the 15 th of January. ( હી હેઝ બીન એબસન્ટ સીન્સ ધી ફીફ્ટીન્થ ઓફ જાન્યુઆરી ).

4 મેં તેને ઘણાં વર્ષ ઉપર આફ્રિકામાં જોયો હતો I saw him in Africa many years ago. (આઇ સૉ હીમ ઇન આફ્રિકા મેની ઇયર્સ એગો ).

5 પરીક્ષા પસાર કરતા સુધી તમારે સખ્ત મહેનત કરવી જોઇએ. You must work hard till you pass ( યુ શુડ વર્ક હાર્ડ ટીલ યુ પાસ )

6 તે મરશે ત્યાં સુધી નિસાસા નાખશે He will sigh till he dies. ( હી વીલ સાય ટીલ હી ડાઇઝ–અથવા–till his death ટીલ હીઝ ડેથ )

7 ચોરો નાસી ગયા પણ પોલીસ આવી નહિ. The thieves ran away but the police did not arrive. ( ધી થીવ્ઝ રેન અવે બટ ધી પોલીસ ડીડ નોટ એરાઇવ )

8 તમે ઉતાવળ નહિ કરો તો મોડા થશો. You will be late unless you hurry. ( યુ વીલ બી લેઇટ અનલેસ યુ હરી)

9 અમે સવારથી તમારી રાહ જોઇએ છીએ. We have been waiting for you since morning. (વી હેવ બીન વેઇટીંગ ફોર યુ સીન્સ મોર્નીંગ )

10 તે દસ દિવસથી માંદો છે. He has been ill for ten days. ( હી હેઝ બીન ઇલ ફોર ટેન ડેઝ)

11 બે વરસ ઉપર હિંદુસ્તાનમાં ધરતીકંપ થયો હતો. There was an earthquake in India two years ago. ( ધેર વોઝ એન અર્થક્વેક ઇન ઈંડીઆ ટુ ઇયર્સ એ ગો )

12 તમે જ્યાં સુધી જીવશો ત્યાં સુધી મને સંભારશો. You will remember me as long as you live. ( યુ વીલ રીમેમ્બર મી એઝ લોન્ગ એઝ યુ લીવ )

13 જે ચોપડીને માટે તમે વારંવાર માગણી કર્યા કરો છો, તે હાલ છપાતી નથી. The book for which you demand so often is out of print now a days. ( ધી બુક ફોર વીચ યુ ડીમાન્ડ સો ઓફન ઇઝ આઉટ ઓફ પ્રીન્ટ નાઉ એ ડેઝ. )

14 તમે આ વરસની વાર્ષિક પરીક્ષામાં કેમ ન બેઠા વારૂ ? Why did you not appear in the annual examination of this year ? ( વાય ડુ યુ નોટ એપીઅર ઇન ધી એન્યુઅલ એકઝામીનેશન ઓફ ધીસ ઇઅર. )

15 તમારી પાસે તમારા આગલા શેઠની કોઇ ભલામણ છે ? Have you any recommendation of your previous (late) master ? ( હેવ યુ એની રેકમેન્ડેશન ઓફ યોર પ્રીવીઅસ માસ્ટર )

16 તમારી ચોપડી માધ્યમીક શાળાઓ માટે મંજુર કરવામાં આવી છે, અને આથી ઇનામના મેળાવડા માટે વહેંચવા ભલામણ કરી છે. Your book is sanctioned for the middle schools and hereby recommended for the prize distributions. ( યોર બુક ઇઝ સેન્કશન્ડ ફોર ધી મીડલ સ્કુલ્સ એન્ડ હીઅરબાઇ રેકમેન્ડેડ ફોર ધી પ્રાઇઝ ડીસ્ટ્રીબ્યુશન્સ )

# PART II ભાગ બીજો

## વ્યાકરણ Grammer ( ગ્રામર )

### Lseson 1 પાઠ ૧

### નામ ( Noun ) નાઉન

ગુજરાતી કે અંગ્રેજી કોઈપણ ભાષા સારી રીતે બોલતાં કે લખતાં શીખવી હોય તો વ્યાકરણની આવડતની ખાસ જરૂર છે ગુજરાતી વ્યાકરણ શીખ્યા વિના અંગ્રેજી વ્યાકરણમાં સમજ પડવી ઘણી કઠણ થઈ પડે છે. ગુજરાતી અને અંગ્રેજી વ્યાકરણમાં બહુ મોટા પ્રમાણમાં તફાવત નથી. આ ભાગમાં ગુજરાતી તેમજ અંગ્રેજી બંને પ્રકારના વ્યાકરણની સમજ બહુજ સરળતાથી તદ્દન ટુંકાણમાં આપવામાં આવી છે. અંગ્રેજી શીખવા ઇચ્છનાર દરેકે એના નિયમો ખાસ ધ્યાનમાં રાખવા, નહિ તો વ્યાકરણ વિનાનું અંગ્રેજી લખવું-બોલવું ભૂલોથી ભરેલુંજ રહેવા પામે છે.

ગુજરાતી તેમજ અંગ્રેજી ભાષામાં વાક્યને જુદા જુદા વિભાગમાં વહેંચી નાખવામાં આવ્યું છે. આ વિભાગોને અંગ્રેજીમાં Parts of speech ( પાર્ટ્સ ઓફ સ્પીચ ) કહેવામાં આવે છે.

### Parts of speech

(1) નામ **A** noun (નાઉન)

(2) સર્વનામ A pronoun ( પ્રોનાઉન )

(3) વિશેષણ **An** adjective ( એડજેક્ટીવ )

(4) ક્રિયાવિશેષણ An adverb ( એડવર્બ )
(5) ક્રિયાપદ A Verb ( વર્બ )
(6) અવ્યય A Preposition ( પ્રેપોઝીશન )
(7) ઉભયાન્વયી અવ્યય A conjunction ( કંજકશન )
(8) કેવળપ્રયોગી અવ્યય An Interjection ( ઇનટરજેકશન )
(9) કૃદંત A Participle ( પાર્ટીસીપલ )
(10) ક્રિયાપદનું મુળ રૂપ An Infinitive ( ઇનફીનીટીવ )
(11) આર્ટીકલ An Article ( આર્ટીકલ )

જે શબ્દથી પ્રાણી, પદાર્થ ગુણ કે ક્રિયા ઓળખાય તે શબ્દ **નામ** કહેવાય છે. જેમકે: ઘોડો, ગાય, કુતરો, સોનું, રૂપું, ટાઢ, તાપ, સુખ, દુઃખ વગેરે. અંગ્રેજીમાં નામને Nonn (નાઉન) કહે છે. નામની આગળ અંગ્રેજીમાં a, an, કે the ત્રણમાંથી એક આર્ટીકલ આવે છે. નામ નીચે પ્રમાણે પાંચ જાતના છે.

## (૧) સામાન્ય નામ Common (કોમન) noun

જે નામ આખા વર્ગને અથવા હરકોઇ વસ્તુને લાગુ પડે છે, તેને સામાન્ય નામ કહે છે. એનું બીજું નામ **જાતિવાચક નામ** છે. એનું બહુવચન થાય છે. એને આર્ટીકલ પણ લાગે છે. જેમકે: છોકરો Boy; શહેર City; નિશાળ School; ઝાડ Tree વગેરે.

## (૨) વિશેષ નામ Proper (પ્રોપર) noun

કોઇપણ પ્રાણી કે પદાર્થનું જે ખાસ નામ પાડવામાં આવ્યું હોય, તે તેને ઓળખવાની સંજ્ઞા અથવા નીશાની કહેવાય છે. આવા નામને **વિશેષ નામ** અથવા **સંજ્ઞાવાચક** નામ કહે છે. એનું કદાપી

પણ બહુવચન થતું નથી. એનો પહેલો અક્ષર દરેક સ્થળે મોટો એટલે Capital (કેપીટલ) લખાય છે. એની આગળ કોઇપણ વખત કોઇપણ જગ્યાએ **A**, An, કે The એકે આર્ટીકલ વપરાતો નથી.

ગામનાં, શહેરનાં, પર્વતનાં, દેશનાં, માણુસનાં, ભાષાનાં, પશુ-પક્ષીનાં, પુસ્તકનાં, તહેવારનાં, વારનાં, મહીનાનાં, ઝાડનાં, નદીનાં, સમુદ્રનાં, બેટનાં-વિગેરેને ખાસ ઓળખવા માટે પાડવામાં આવેલાં નામો **વિશેષ નામો** કહેવાય છે. જેમકે: સુરત Surat, તાપી Tapti, પ્રાણુલાલ Pranlal, રવિવાર Sunday, જાન્યુઆરી January વગેરે.

## (૩) ભાવવાચક નામ Abstract (એબ્સ્ટ્રેક્ટ) noun

જે નામ ગુણ, સ્થિતિ, લાગણી કે ક્રિયા બતાવે, એને **ભાવવાચક નામ** કહે છે એ નામની વસ્તુઓ આપણને આંખે દેખાતી નથી, પરંતુ મનથી-લાગણીથી- સ્વાદથી કે સુવાસથી સમજી શકાય છે. એનું પણ બહુવચન થઇ શકતું નથી. જેમકે: હવા Air લાભ Benafit; સુખ Happiness; ભય Danger; કૃપા Favour; સૌન્દર્ય Beauty; બહાદુરી Bravery; મીઠાશ Sweetness; લાગણી Feeling; નજર Sight વગેરે.

## (૪) પદાર્થવાચક નામ Material (મટીરીઅલ) noun

આ નામનું બહુવચન થતું નથી, એને આર્ટીકલ લાગતો નથી. ધાતુના ને એવા બીજા તોળી કે ભરી શકાય એવા શબ્દોને **પદાર્થવાચક** અથવા **દ્રવ્યવાચક** નામ કહે છે. એ હમેશાં એકવચનમાં વપરાય છે. જેમકે: પાણી Water; તેલ Oil; ચોખા Rice; સોનું Gold; ખાંડ Sugar; રેશમ Silk; આરસપહાણ Marble; પત્થર Stone વગેરે.

## (૫) સમુદાયવાચક નામ Collective (કલેકટીવ) noun

એને કોઈ કોઇ જથાવાચક અથવા સમૂહવાચક નામ તરીકે પણ ઓળખે છે. એ નામ એક વસ્તુને નહિ પણ આખા વર્ગ, સમુહ, કે જથાને લાગુ પડે છે. જેમકે: લશ્કર Army; વર્ગ Class; ટોળું Crowd; લોકો People; સંગ્રહ Stock; બાર નંગ Dozen; વીસ નંગ Score (સ્કોર) એકસો ચુમ્માળીસ નંગ Gross (ગ્રોસ) વગેરે.

---

## Lesson 2 પાઠ ૨

## Genders (જેન્ડર્સ) જાતિઓ

ગુજરાતીમાં દરેક નામને **જાતિ, વચન** તથા **વિભક્તિ** લાગે છે. અંગ્રેજી ભાષાનાં વ્યાકરણમાં પણ એજ નિયમ છે. જાતિને અંગ્રેજીમાં **gender** કહે છે. ગુજરાતી તેમજ અંગ્રેજીમાં મુખ્ય ચાર જાતિ છે. એટલું ખાસ ધ્યાન રાખવું કે **નામ તેમજ સર્વનામ સિવાય કોઇને જાતિ, વચન કે વિભક્તિ લાગતા નથી.**

(૧) નરજાતિ **Masculine gender** (મેસ્કયુલીન જેન્ડર)

(૨) નારી જાતિ **Feminine gender** (ફેમીનીન જેન્ડર)

(૩) નાન્યતર જાતિ **Neuter gender** (ન્યુટર જેન્ડર)

(૪) સામાન્ય જાતિ **Common gender** (કોમન જેન્ડર)

આમાં નર નારી ને નાન્યતર એ ત્રણ મુખ્ય છે. ચોથા સામાન્ય (પછી એમાં જીવ હોય કે ન હોય) જાતિનો વપરાશ બહુ જુજ છે.

ગુજરાતીમાં જે નામને છેડે **કેવો** લાગી શકે તે નર જાતિ, **કેવી** લાગી શકે તે નારી જાતિ અને કેવું લાગી શકે તે નાન્યતર જાતિ સમજાય છે. જેમકે:—છોકરો (કેવો) નરજાતિ, ગાય (કેવી) નારી જાતિ, અને શહેર (કેવું) નાન્યતર જાતિ છે.

**અંગ્રેજીમાં જાતિ ઓળખવાની રીત ગુજરાતીથી બહુ જુદી છે.** પુરૂષ માત્રને નર જાતિ, સ્ત્રી માત્રને નારી જાતિ અને તે સિવાયની તમામ ચીજોને (જેવી કે: શહેર, નદી, પર્વત, ધાતુ, અનાજ, ખનીજ, ફળ, ફૂલ, નાનાં પશુપક્ષી, જંતુ વગેરેને) નાન્યતર જાતિ ગણવામાં આવે છે.

**સૂચના: ગુજરાતી વ્યાકરણમાં** ચોપડી Book (કેવી) **નારી જાતિ** છે, પણ અંગ્રેજીમાં એ જીવ વગરની હોઈ **નાન્યતર જાતિ** થાય છે. રોટલો Bread (કેવો) ગુજરાતીમાં **નરજાતિ** થાય છે, એજ શબ્દ નિર્જીવ હોવાથી અંગ્રેજીમાં **નાન્યતર જાતિ** થાય છે.

જ્યારે સ્ત્રી—પુરૂષ—બાળક વગેરે તમામ ભેગાં હોય અને અમુક જાતિ પારખી ન શકાય ત્યારે ત્યાં સામાન્ય જાતિ વપરાય છે. જેમકે: લોકો People; ટોળું Crowd; માબાપ Parents; બાળકો Children; મિત્ર Friend; નોકર Servant; શિષ્ય Pupil; Cousin; Person;; Deer; Sheep; Goat વગેરે.

# Lesson 3 પાઠ ૩

## *Numbers* ( નંબર ) વચન

ગુજરાતી તેમજ અંગ્રેજીમાં વચનને *Number* ( નંબર ) કહે છે. વચન બે છે. (૧) એકવચન Singular (સીન્ગ્યુલર) number. (૨) બહુવચન (અનેક વચન) Plural (પ્લુરલ) number

ગુજરાતીમાં બહુવચન બનાવવા માટે નામને છેડે **ઓ** લગાડાય છે. જેમકે : છોકરો–છોકરાઓ. અંગ્રેજી ભાષામાં બહુવચન બનાવવાને s લગાડવો પડે છે. જેમકે : Boy–Boys; Book–Books.

ગુજરાતીમાં કેટલાંક નામ એકવચન અને બહુવચનમાં એક સરખા રહે છે. એને છેડે ( ઓ ) પ્રત્યય લાગતો નથી તેમ અંગ્રેજીમાં- પણ s લાગ્યા વિના એકવચન અને બહુવચનમાં ઘણાં નામ એક- સરખા રહે છે. જેમકે : ગુજરાતીમાં : એક હાથ–પાંચ હાથ; એક ચિત્ર–સાત ચિત્ર; ( આમાં હાથનું હાથો કે ચિત્રનું ચિત્રો કરવાની જરૂર રહેતી નથી. ) અંગ્રેજીમાં : ઘેટું Sheep–ઘેટાંઓ Sheep; પૈસો Pice–પૈસા Pice. આમાં એકવચનને છેડે બહુવચનનો s લાગતો નથી. આવાં એકવચન ને બહુવચનમાં એકસરખા રહે એવાં નામોનાં કેટલાક નમુના : સુવર Swine (સ્વાઇન); ધુંસરી Yoke (યોક); ઓજાર Apparatus (એપેરેટસ); પગનાં મોજાં Hose (હોઝ); તોપ Cannon (કેનન); નાસ્તિક Hethen (હીધન) વગેરે.

આ ઉપરાંત અંગ્રેજીમાં s લાગ્યા વિના એકવચનનાં નામોના બીજી ઘણી જુદી જુદી અનિયમિત રીતે બહુવચન થાય છે. એના જુદા જુદા નિયમો નીચે મુજબ છે.

**નિયમ પહેલો :** જે નામને છેડે ss, sh, ch, x કે o આવે તે નામનું બહુવચન s ને બદલે es લગાડવાથી થાય છે જેમકે: વર્ગ Cla*ss* વર્ગો Cla*sses*; ઇચ્છા Wi*sh* ઇચ્છાઓ Wi*shes*; દેવળ Chur*ch* દેવળો Chur*ches*; પેટી Bo*x* પેટીઓ Bo*xes*; ભેંસ Buffal*o* ભેંસો Buffal*oes*.

***નિયમ બીજો :** નામનો છેલ્લો અક્ષર y હોય અને y ની પૂર્વેનો અક્ષર વ્યંજન હોય તો y નો i કરી નાખીને બહુવચન બનાવવા માટે s ને બદલે છેડે es લગાડવો. જેમકે : શહેર Cit*y* શહેરો Cit*ies* ; માખી Fl*y* માખીઓ Fl*ies*.

પરંતુ જો નામને છેડે y આવ્યો હોય ને y ની પૂર્વેનો અક્ષર વ્યંજન નહિ પણ સ્વર હોય તો y નો i થતો નથી. તેમ બહુવચનમાં es પણ લાગતો નથી. એવાં નામોનું બહુવચન બીજાં નામોની માફક ફક્ત s લાગીનેજ થાય છે. જેમકે: છોકરો Boy–છોકરાઓ Boys; દિવસ Day–દિવસો Days; કુંચી Key–કુંચીઓ Keys વગેરે.

**નિયમ ત્રીજો:** (૧) મોહન Mohan વિશેષ નામ (૨) ભલાઈ Goodness ભાવવાચક નામ. (૩) ઘોડેસ્વારની ફોજ Cavalry (કેવલરી) સમુદાયવાચક નામ. (૪) વાંચન Reading સાધિત Verbal (વરબલ) નામ. (૫) સોનું Gold પદાર્થ-વાચક નામ. (૬) ભૂમિતિ Geometry (જ્યોમેટ્રી)–વિદ્યા

---

* અંગ્રેજીમાં a, e, i, o, u એ પાંચ સ્વર છે. બાકીના બીજા વ્યંજનો છે.

Science સાયન્સનું નામ. (૭) ચિત્રકળા Painting (પેઇન્ટીંગ) કળા art (આર્ટ) નામ. આ નામોનાં બહુવચન કદાપી થતા નથી. એ હંમેશાં એકવચનમાંજ વપરાય છે. પણ જો એમાં જુદી જુદી જાતો બતાવવાની હોય તો એમનાં બહુવચન થાય છે જેમકે: ઘણા કુવાના **પાણી** Waters; જાતજાતના **ચિત્રકામો** Paintings; જુદા જુદા લેખકોની **ભૂમિતિઓ** Geometries વગેરે.

**નિયમ ચોથો:** નામને છેડે f કે fe આવ્યા હોય તો બહુવચનમાં તેને કાઢી નાખી તેની જગાએ ves મુકાય છે, જેમકે: રોટલો Loaf (લોફ)-રોટલાઓ Loaves (લૉવ્ઝ); જીંદગી Life (લાઇફ)-જીંદગીઓ Lives (લાઇવ્ઝ) વગેરે. પણ આ નિયમને પણ અમુક અપવાદ છે. કેટલીક જગાએ એવાં નામનું બહુવચન s લાગીને પણ થાય છે. જેમકે: ટેકરી Cliff (કલીફ) ટેકરીઓ Cliffs (કલીફ્સ); સરદાર Chief (ચીફ)—સરદારો Chiefs (ચીફ્સ); છાપરૂં Roof (રૂફ)—છાપરાંઓ Roofs (રૂફ્સ) વગેરે.

(૧) આ સિવાય કેટલાંક નામનાં બહુવચન s લાગ્યા વિના વચ્ચેના કે છેડેના સ્વરોના ફેરફારથી થાય છે. જેમકે : (૧) માણસ Man-માણસો Men; સ્ત્રી Woman-સ્ત્રીઓ Women. **એમાં એકવચનનાં a સ્વરનો બહુવચનમાં e થઇ જાય છે.**

(૨) પગ Foot-પગો Feet; દાંત Tooth-દાંતો Teeth. હંસ Goose-હંસો Geese. **આ નામોમાં એકવચનનાં oo નો બહુવચનમાં ee થાય છે.**

(૩) ઉંદર Mouse–ઉંદરો Mice; જુ Louse–જુઓ Lice. **આ નામોમાં એકવચનનાં ou નો બહુવચનમાં i થાય છે.**

(૪) કેટલાંક નામનું બહુવચન en પ્રત્યય શબ્દને છેડે વધારવાથી થાય છે. જેમકે: બાળક Child–બાળકો Children; બળદ ox–બળદો oxen.

(૫) કેટલાંક નામોને છેડે s હોય છે. દેખાવમાં બહુવચન જેવા લાગતાં હોવા છતાં તેમનો અર્થ એકવચનમાંજ થાય છે. અને તેઓ એકવચનમાંજ વપરાય છે. જેવાં કે: News (ન્યુસ) સમાચાર–ખબર; Gallows (ગેલોઝ) ફાંસી, Summons (સમન્સ) સમંસ; Arms (આર્મ્સ) હથીઆર; Ashes (એશીસ) રાખોડી; Breeches (બ્રીચીસ) સુરવાળ; Commons (કોમન્સ) સર્વસામાન્ય; Customs (કસ્ટમ્સ) જગાત; Goods (ગુડસ) સરસામાન; Fitters (ફીટર્સ) બેડી; Assets (એસેટ્સ) પુંજી; Means (મીન્સ) ઉપાય; Morals (મોરલ્સ) આચાર; સાર; Premisses (પ્રેમીસીઝ) મકાન; Scissors (સીઝર્સ) કાતર; Sessions (સેસન્સ) સેસન્સ કોર્ટ; Spectacles (સ્પેકટેકલ્સ) ચસમાં; Tidings (ટાઇડીંગ્સ) ખબર; Trousers (ટ્રાઉઝર્સ) પાટલુન; Riches (રીચીઝ) ધન; Thanks (થેન્કસ) ધન્યવાદ–આભાર; Wages (વેઇજીસ) મજુરીના પૈસા વગેરે.

(૬) ઘણાં શાસ્ત્રોનાં નામને છેડે s હોય છે, પણ હંમેશાં તેમનો અર્થ એકવચનમાંજ થાય છે. જેમકે Ethics (એથીક્સ) ચરિત્રશાસ્ત્ર;

Mathematics (મેથેમેટીક્સ) ગણિતશાસ્ત્ર; Politics (પૉલીટીક્સ) રાજનીતિ વગેરે.

(૭) કેટલાંક નામનાં બહુવચન બે રીતે થાય છે, અને તે દરેકનો અર્થ જુદો જુદો થાય છે. જેમકે Shot (શૉટ) ગોળી અને બહુવચનમાં પણ Shot (શૉટ) ગોળીઓ; પરંતુ Shots (શૉટસ) એટલે ગોળીબારની–ફાયરની સંખ્યા; Staff (સ્ટાફ) લાકડી અને બહુવચનમાં Staffs (સ્ટાફ્સ) અમલદારો અને Staves (સ્ટાવ્ઝ) એટલે લાકડીઓ

(૮) કેટલાંક નામ એવાં છે કે જેમનાં બહુવચનમાં એકજ રૂપ થવા છતાં અર્થ બે થાય છે. જેવાંકે: Arm હાથ–Arms હથીઆર; Custom રીવાજ-Customs રીવાજ, મહેસુલ; Letter અક્ષર–Letters કાગળો, અક્ષરો; Quarter (ક્વૉર્ટર) ચોથો ભાગ–Quarters (ક્વૅાર્ટર્સ) ચોથા ભાગ; ઘર. કેટલાંક નામનાં એકવચન અને બહુવચનના અર્થ જુદા જુદા થાય છે. જેમકે: Content (કન્ટેન્ટ) સંતોષ–Contents (કન્ટેન્ટસ) વિષયાનુક્રમ: Physic (ફીઝીક) વૈદું–Physics (ફીઝીક્સ) પદાર્થશાસ્ત્ર; Salt (સોલ્ટ) મીઠું–Salts (સોલ્ટસ) સુંઘવાની દવા; Scale (સ્કેલ) માપ Scales (સ્કેલ્સ) ત્રાજવાનાં પલ્લાં વગેરે.

# Lesson 4 પાઠ ૪

## case (કેઈસ) વિભક્તી

એક શબ્દનો બીજા શબ્દ સાથે સંબંધ દેખાડનાર પ્રત્યયને **વિભક્તી** કહે છે. એ નામ તથા સર્વનામને છેડે લાગે છે. ગુજરાતીમાં સાત અને અંગ્રેજીમાં ત્રણ વિભક્તીઓ છે.

**પહેલી વિભક્તી :** છોકરો નિશાળે જાય છે. આ વાક્યમાં **છોકરો** કર્તા છે, માટે એની પહેલી વિભક્તી થાય છે. આ વિભક્તી પારખવાને માટે કોઈ પ્રત્યય (નીશાની) નથી. એને કર્તાર્થે પહેલી વિભક્તી કહે છે. વળી...ભાઈ, મને રસ્તો બતાવ. આ વાક્યમાં **ભાઈ** ને સંબોધીને વાત કરી છે, માટે **ભાઈ** શબ્દની **સંબોધનાર્થે** પહેલી વિભકિત થાય છે.

**બીજી વિભક્તીઃ** એને પારખવા માટેનો પ્રત્યય **ને** છે. જેમકેઃ તેણે **મોહનને** માર્યો. એમાં મોહનને ને પ્રત્યય લાગ્યો છે, એ બીજી વિભક્તી છે. વળી કેટલાંક નામને **ને** પ્રત્યય લાગતો નથી, છતાં જો એ શબ્દ વાક્યમાં કર્મ તરીકે વપરાયો હોય તો એની બીજી વિભક્તી કરવી. જેમકેઃ છોકરો **ચોપડી** વાંચે છે. આ વાક્યમાં **ચોપડી** કર્મ છે. માટે એની કર્માર્થે બીજી વિભક્તી થાય છે. વળી ક્રિયાનું સ્થળ, અંતર, માપ, વગેરે બતાવનારા નામો પણ બીજી વિભક્તીમાં ગણાય છે. જેમકેઃ વિનુ ત્રણ **માઈલ** ચાલ્યો. તે પાંચ **દિવસ** ગેરહાજર રહ્યો. પાટલીની લંબાઇ ત્રણ **ફુટ** છે. આ વાક્યોમાં **માઈલ દિવસ** ને **ફુટ** શબ્દોની બીજી વિભક્તી થાય છે.

**ત્રીજી વિભક્તિ:** એ કરણાર્થે વપરાય છે ને ક્રિયાનો કરનાર બતાવે છે. એનો પ્રત્યય **એ** છે. **એ** એટલે વડે થાય છે. જેમકે: તેણે ચપ્પુએ (ચપ્પુ વડે) પેનસીલ ઘડી. આ વાકયમાં **ચપ્પુએ** શબ્દની કરણાર્થે ત્રીજી વિભકિત થાય છે. પરંતુ **મહેતાજીએ** દાખલો ગણી બતાવ્યો આ વાકયમાં **મહેતાજીએ** શબ્દ કર્તા છે, માટે **એની** કર્તાર્થે ત્રીજી વિભકિત થાય છે. ત્રીજી વિભકિત કારણ યા હેતુ બતાવે છે.

**સુચના:** ઘણા છોકરા તાવે, શરદીએ, પવને વગેરે શબ્દના અર્થ તાવથી, શરદીથી ને પવનથી કરીને પાંચમી વિભક્તિ લખે છે. તે ખોટું છે. એ શબ્દો હેતુ બતાવે છે, અપાદાન નહિ. માટે એની ત્રીજી વિભક્તિ કરવી.

**ચોથી વિભક્તિ:** બીજી ને ચોથી વિભકિત પારખવામાં ઘણી મુશ્કેલી પડે છે. કારણ ચોથીનો પ્રત્યય પણ બીજીની માફક **ને** છે. પણ એ **ને** નો અર્થ કર્મના અર્થમાં નહિ પણ સંપ્રદાનના અર્થમાં થવો જોઇએ. જેમકે: (૧) મેં **છોકરાને** ચોપડી આપી. (૨) રાજાએ **તેને** બક્ષીસ આપી. આ વાકયોમાં **છોકરાને** અને **તેને**, એ બે શબ્દોની ચોથી વિભકિત થાય છે. સંપ્રદાન એટલે કોઇને કંઈ આપવું તે.

**પાંચમી વિભકિત:** એનો પ્રત્યય **થી** અથવા **થકી** છે. એ અપાદાનના અર્થમાં વપરાય છે. અપાદાન એટલે છુટા પડવું તે. જેમકે: (૧) મોહન **નિશાળેથી** ઘેર ગયો. (૨) **સુરતથી** ગાડી ઉપડી. (૩) તે **કોલેરાથી** મરી ગયો. આમાં **નિશાળેથી**, **સુરતથી** ને **કોલેરાથી** એ શબ્દોની પાંચમી વિભકિત થાય છે.

**છઠ્ઠી વિભક્તિ:** એના પ્રત્યય **નો-ની-નું-નાં-રો-રી-રૂં-રાં** વગેરે છે. એ એકબીજાં નામો સાથે સંબંધ બતાવે છે, માટે એને સંબંધાર્થે છઠ્ઠી કહેવામાં આવે છે. જેમકે: (૧) **ઘરની** પાસે બગીચો છે. (૨) **મારી** ચોપડી ગંદી છે. આમાં **ઘરની** ને **મારી** શબ્દોની છઠ્ઠી વિભક્તિ થાય છે.

**સૂચના:** આ ઉપરાંત કેટલાંક વાક્યમાં કેટલાંક નામોને છેડે **ને** પ્રત્યય લાગે છે. પણ તેનો અર્થ કર્મ તરીકે બીજીનો કે સંપ્રદાનના અર્થમાં ચોથીનો થતો નથી આવા **ને** પ્રત્યયને ફેરવવાથી તેનું નો-ની-નું વગેરે રૂપ થઈ જાય છે. એવી જગાએ છઠ્ઠી વિભક્તિ કરવી. જેમકે: (૧) **પાડોશીને** છાપરે (૨) **પાપણને** પલકારે (૩) **ઘરને** તળીએ. આમાં પાડોશીને એટલે પાડોશીના; પાપણને એટલે પાપણના અને ઘરને એટલે ઘરનાં એમ અર્થ થાય છે. માટે એ ત્રણેની છઠ્ઠી વિભક્તિ છે.

**સાતમી વિભક્તિ:** એનો પ્રત્યય **માં** છે. એ સ્થળ એટલે જગા બતાવે છે. કોઇ કોઇ વાક્યમાં નામને છેડે **એ** પ્રત્યય **આવે** છે, ત્યાં જો એ-નો **અર્થ** વડે થાય તો ત્રીજી વિભક્તી ને **માં** થાય (અથવા ઠેકાણું બતાવે) તો સાતમી વિભક્તી સમજવી. જેમકે: તે **શહેરમાં** ગયો. એમાં **શહેરમાં** ની સાતમી વિભકતી છે. (૧) છાપરે નળીઆ નથી. (૨) હાથે બંગડી છે. આ વાકયોમાં છાપરે એટલે છાપરા ઉપર, હાથે એટલે હાથ ઉપર એમ સ્થળ-જગા બતાવે છે, માટે એ બંનેની સાતમી વિભક્તિ કરવી. વળી (૧) તે મને **રસ્તે** મળ્યો. (૨) છોકરાઓ **વાડીએ** રમ્યા. આ બે વાકયોમાં રસ્તે=રસ્તામાં, વાડીએ=વાડીમાં થાય છે. તેથી એ બંનેની પણ સાતમી વિભકિત કરવામાં આવે છે.

**સૂચના:** (૧) તે ભીખારીએ **પેટે** પાટા બાંધી પૈસા એકઠા કર્યા. (૨) બાળક **પેટે** ચાલતાં શીખે છે. આ બન્ને વાકયમાં **પેટે** શબ્દની પાછળ **એ** પ્રત્યય લાગેલો છે. પણ પહેલાં વાકયમાં પેટે એટલે પેટ ઉપર સ્થળ બતાવે છે. તેથી અધિકરણાર્થે સાતમી વિભક્તિ થાય છે. જ્યારે બીજા વાકયમાં પેટે એટલે **પેટથી** એમાં **પેટ વડે** કરણાર્થે ત્રીજી વિભક્તિ છે. આમ પહેલી ને બીજી; બીજી ને ચોથી ને ત્રીજી ને સાતમી વિભકિતના પ્રત્યયોના અર્થ ને સંબંધ તરફ ગુજરાતી વ્યાકરણમાં બહુજ ધ્યાન રાખવું.

અંગ્રેજીમાં વિભકિતને Case (કેઇસ) કર્તાને subject (સબ્જેક્ટ) અને કર્મને object (ઓબજેકટ) કહે છે. નામ કે સર્વનામ સિવાય કોઇપણ શબ્દ કર્તા કે કર્મ થઇ શકતો નથી, તેમ તેને જાતિ, વચન અને વિભકિત લાગી શકતા નથી.

અંગ્રેજીમાં મુખ્ય વિભકિત ફકત ત્રણજ છે. પહેલી, બીજી ને છઠ્ઠી. પહેલી વિભકિતને The Nominative અથવા Subjective case (ધી નોમીનેટીવ અથવા સબજેકટીવ કેઇસ) બીજી વિભકિતને The Objective case (ધી ઓબ્જેકટીવ કેઇસ) અને છઠ્ઠી વિભકિતને The Possessive case (ધી પઝેસીવ કેઇસ) કહે છે

ગુજરાતીની માફક અંગ્રેજીમાં આ ત્રણે વિભકિતઓને પારખવા માટે કોઈ ખાસ પ્રત્યયો નામને લાગતા નથી. ફકત છઠ્ઠી વિભકિતનો 's પ્રત્યય લાગે છે.

**પહેલી વિભકિત The nominative case:** ક્રિયાપદને Who (હુ) સવાલ પુછવાથી જે કર્તા નીકળે તેને (નામ અથવા સર્વનામને) લાગે છે. જેમકેઃ A boy goes to school daily. એમાં goes ક્રિયાપદને Who goes? (કોણ જાય છે) સવાલ

પુછતાં જવાબ Boy નીકળે છે. એ કર્તા એટલે subject છે, માટે એની subjective case થાય છે અને એની પછી subject of the verb (સબ્જેક્ટ ઓફ ધી વર્બ) જે હોય તે લખાય છે. (Subjective ને બદલે nominative પણ લખી શકાય છે.)

**બીજી વિભક્તિ The objective case:** ક્રિયાપદને what અથવા To whom સવાલ પુછવાથી જે કર્મ નીકળે છે તેને લાગે છે. જેમકે: છોકરો દરરોજ ચોપડી વાંચે છે. The boy reads a **book** daily. એમાં reads ક્રિયાપદને what reads? (શું વાંચે છે?) સવાલ પુછવાથી જવાબ Book નીકળે છે. એ કર્મ છે, માટે એની objective case થાય છે. એની પછી Object of the verb (ઓબ્જેક્ટ ઓફ ધી વર્બ) જે હોય તે લખાય છે.

**સુચના:** આ ઉપરાંત વાક્યમાં કેટલાંક નામ તેમજ સર્વનામ એવાં હોય છે, કે જેઓ ક્રિયાપદને સવાલ પુછવાથી કર્તા કે કર્મ પરખાતા નથી. આવા શબ્દો એમની અગાઉ વપરાતા અવ્યય એટલે Preposition ની સાથે સંબંધ બનાવતા હોય છે. એમની પણ બીજી વિભક્તિ થાય છે. (આવાં નામ કે સર્વનામનું ગુજરાતી કરતા તેને ને પ્રત્યય લાગેલો જણાઇ આવે છે. એ ઉપરથી પણ બીજી વિભક્તિ પારખી શકાય છે.)

મેં મારી સ્ત્રીને કાગળ લખ્યો. I wrote a letter to my wife. આ વાક્યમાં wife શબ્દનું વ્યાકરણ કરતાં એની પહેલી વિભક્તિ તો થાયજ નહી, કારણ કે એ કર્તા નથી. એ છઠ્ઠી વિભક્તિ પણ નથી, કારણ એને 's યાને ગુજરાતીમાં નો-ની-નું પણ લાગેલાં નથી.

ત્યારે એ બીજીજ વિભક્તિ છે. to wife એટલે સ્ત્રીને–આમાં ને પ્રત્યય ગુજરાતી બીજી વિભક્તિની નિશાની બતાવે છે, અને વાચક શબ્દ એની અગાઉ આવેલા To ની સાથે સંબંધ બતાવે છે, અને To અંગ્રેજીમાં Preposition હોવાથી વાચક શબ્દની બીજી વિભક્તિ થાય છે. આવાં પ્રેપોઝીશન સાથેના સંબંધથી જે શબ્દની બીજી વિભક્તિ થઈ હોય તેવાં નામ કે સર્વનામને છેડે governed by the preposition (ગવર્ન્ડ બાઈ ધી પ્રેપોઝીશન)...જે હોય તે લખાય છે.

(૩) છઠ્ઠી વિભક્તિ The Possessive case: આ વિભક્તિ વાક્યમાં ક્રિયાપદને કે કોઈને કંઈ પણ સવાલ પુછવાથી માલમ પડી આવતી નથી, પણ જેમ ગુજરાતીમાં એને ઓળખવાનો પ્રત્યય નો–ની–નું–નાં રો–રી–રૂં–રાં વગેરે છે, તેમ અંગ્રેજીમાં 's Apostrophe (એપોસ્ટ્રોફી એસ) છે. એ એકવચનમાં નામનેજ લાગે છે, અને તે પણ જીવવાળા વસ્તુનેજ. નિર્જીવ વસ્તુને છઠ્ઠી વિભક્તિની આ નીશાની 's લાગતીજ નથી. જે નામનું બહુવચન s લાગીને થાય છે, એવાં નામને એસની પછી એકલો એપોસ્ટ્રોફી લાગે છે. જેમકે: છોકરાની ચોપડી-(એકવચનમાં) A boy's book પણ છોકરાઓની ચોપડીઓ (બહુવચનમાં) Boys' books. એની પછી possessing the noun (પઝેસીંગ ધી નાઉન) કરીને એની પછી એની સાથે સંબંધ ધરાવનાર જે નામ આવેલું હોય તે લખાય છે.*

---

* વધુ સમજ માટે જુઓ પાઠ ૧૩ મો

## ગુજરાતી અંગ્રેજીમાં નામના પદચ્છેદના નમુના

**મોહન** તેની **બેનની** **નિશાળે** જાય છે. **Mohan** goes **to his sister's school.**

મોહન=વિશેષ નામ, નર જાતિ, કર્તાર્થે પહેલીનું એકવચન.

બેનની=સામાન્ય નામ, નારી જાતિ, સંબંધાર્થે છઠ્ઠીનું એકવચન.

નિશાળે=(નિશાળમાં) સામાન્ય નામ, નારીજાતિ, સ્થળાર્થે સાતમીનું એકવચન.

**Mohan** = A proper noun, masculine gender, singular number, subjective case, subject of the verb goes.

**Sister's** = **A** common noun, feminine gender, singular number, possessive case, possessing the noun school.

**School** = A common noun, neuter gender, singular number, objective case, governed by the preposition to.

---

## Lesson 5 પાઠ ૫

## Pronoun ( પ્રોનાઉન ) સર્વનામ

વાક્યમાં નામની જગાએ જે શબ્દ વપરાય તે **સર્વનામ** કહેવાય છે. અંગ્રેજીમાં એને Pronoun કહે છે. એની જુદી જુદી જાતો નીચે

ટુંકાણમાં સમજાવવામાં આવી છે. ગુજરાતી તથા અંગ્રેજી વાક્યમાં વ્યાકરણમાં સર્વનામને નામની માફક જ જાતિ, વચન ને વિભક્તિ લાગે છે.

## (1) પુરુષવાચક સર્વનામ Personal (પર્સનલ) Pronoun

એના ત્રણ વિભાગ છે. (A) બોલનાર પોતાને માટે જે સર્વનામ વાપરે તે * **પહેલો પુરુષ સર્વનામ.** જેમકે: હું I; અમે We; વગેરે.

(B) બોલનાર સામા માણસને માટે (જેની સાથે તે વાત કરતો હોય તેને માટે) જે સર્વનામ વાપરે તે * **બીજો પુરુષ સર્વનામ!** જેમકે: તું Thou, તમે You વગેરે.

(C) બે વાત કરનાર વ્યક્તિ જે ત્રીજા માણસને માટે વાત કરે, તેને માટે જે સર્વનામ વાપરે તે **ત્રીજો પુરુષ સર્વનામ** ગણાય છે. જેમકે: તે He, she; it; તેઓ They વગેરે.

પુરૂષવાચક સર્વનામોનાં પહેલી–બીજી ને છઠ્ઠી વિભક્તિનાં એકવચન તથા બહુવચનનાં બધાં રૂપો નીચેના કોઠામાં આપ્યાં છે.

Nominative....Objective....Possessive.

(૧ પુ. એ વ.) હું I...મને Me...મારો–રી રૂં. My, Mine.
(૧ પુ. બ વ.) અમે We .અમને Us...અમારો–રી–રૂં.Our, Ours
(૨ પુ. એ વ) તું Thou...તને Thee...તારો–રી–રૂં. Thy, Thine.
(૨ પુ એ. વ.) તમે You....તમને You ...તમારો-રી-રૂં Your, Yours

---

* આ સર્વનામોની વધુ સમજ માટે જુઓ પાનું ૩૨–૩૩.

(૩ પુ એ. વ.) તે He (નર)..તેને Him...તેનો–ની–નું His.
,, તેણી She (નારી)..તેણીને Her...તેણીનો-ની-નું Her, Hers.
,, તે It. (નાન્યતર)...તેને It......તેનો–ની–નું. Its.
(૩ પુ. બ. વ) તેઓ They..તેમને Them..તેમનો-ની-નું Their, Theirs.

**સુચના :** ઈશ્વરને સંબોધન કરવામાં તથા કવિતામાં **તમે** ને માટે અંગ્રેજીમાં You નહિ પણ હંમેશાં Thou શબ્દ વપરાય છે. વળી હંમેશ વપરાશમાં ગુજરાતીમાં જ્યાં જ્યા **તું** બોલીએ છીએ, ત્યાં ત્યાં અંગ્રેજીમાં You (Thou નહિ) બોલાય છે

આ પુરૂષવાચક સર્વનામમાં પહેલા–બીજા તથા ત્રીજા પુરૂષના છઠ્ઠી વિભકતીનાં એકવચન ને બહુવચનનાં બબ્બે રૂપો થાય છે. જેમકે : My–Mine; Our Ours; Thy–Thine; Your–Yours; Her–Hers; Their–Theirs.

એ રૂપોનાં **અર્થ** એકસરખા થતા હોવાથી કયું–કયાં વાપરવું તેની મુઝવણ થાય છે. એને માટે એવો નિયમ છે કે, **ક્રિયાપદની પછી લાંબુ ( મોટું ) રૂપ વાપરવું અને નામની પૂર્વે ટુંકું ( નાનું ) રૂપ વાપરવું.** જેમકે :

આ મારી કલમ છે. This is **my** pen.

આ કલમ મારી છે. This pen is **mine.**

## 2 પ્રશ્નાર્થ સર્વનામ The interrogative pronoun

સામા માણુસને પ્રશ્ન એટલે સવાલ પૂછવા માટે ગુજરાતી ભાષામાં કોણ, કયો, કઈ, કયું, કોને, શો, શી, શું, કેનું, કેટલું, કેવડું વગેરે

શબ્દો વાક્યની શરૂઆતમાં પૂછાય છે, એને પ્રશ્નાર્થ સર્વનામ કહે છે. અંગ્રેજીમાં એને Interrogative pronoun (ઇન્ટરોગેટીવ પ્રોનાઉન) કહે છે.

(૧) છાપરા ઉપર આ શું છે? (૨) તમને શું જણાય છે? (૩) કોણ ઘરમાં આવ્યું? (૪) બોલો કેટલું ખાશો? આ વાક્યોમાં આ (ચીજ); શું (પરિણામ); કોણ (વ્યક્તિ); કેટલું (ખાવાનું) વગેરે અમુક નામને બદલે વપરાયલાં સર્વનામો હોઇ પ્રશ્ન પુછે છે, માટે એ સઘળાં પ્રશ્નાર્થ સર્વનામો છે. અંગ્રેજીમાં પ્રશ્નાર્થ સર્વનામની સંખ્યા ત્રણની છે.

(1) Who=What person? (કોણ-કયો માણસ)
(2) What=What thing? (શું-કઇ ચીજ)
(3) Which=What person or thing?(કઇ વ્યક્તિ-વસ્તુ)

આમાં Who સર્વનામના પહેલી, બીજી તથા છઠ્ઠી વિભક્તીનાં રૂપો જુદાં જુદાં થાય છે. પહેલી વિભકિત કોણ Who; બીજી વિભકિત કોને Whom (હુમ); છઠ્ઠી વિભક્તિ કોનો-ની-નું-નાં Whose (હુઝ); પરંતુ Which અને Whatનાં ત્રણે વિભક્તિમાં એકજ રૂપ કાયમ રહે છે. આમ who, whom, whose, which અને what બધા મળીને પાંચ પ્રશ્નાર્થ સર્વનામો છે, એ દરેક નીચે જુદાં જુદાં વાક્યમાં વાપરી બતાવ્યા છે.

(1) ચોપડી કોણે દીઠી? Who saw the book? (2) તમે કોને બોલાવો છો? Whom do you call? (3) તમને શું જોઇએ છે? What do you want? (4) તમારી નિશાળ

કઈ? **Which** is your school? (5) આ ચોપડી કોની છે? **Whose** is this book?

**સૂચના:** એટલુ ખાસ ધ્યાનમાં રહે કે આ પાંચે પ્રશ્નાર્થ સર્વનામો વાકયના શરૂઆતમાંજ વપરાવા જોઈએ. સંયુક્ત કે મિશ્ર એવાં એવડા વાકયની વચ્ચે વપરાય તો એ સંબંધી સર્વનામ થઈ જાય છે.

આ ઉપરાંત પ્રશ્નાર્થ તરીકે વપરાતા When (વેન) કયારે? Where (વેર) કયાં? Why (વાય) કેમ–શા માટે **How** (હાઉ) કેવી રીતે? વગેરે શબ્દો સર્વનામ નહિ પરંતુ પ્રશ્નાર્થ ક્રિયા-વિશેષણો (adverb) છે. પ્રશ્નાર્થ સર્વનામો તેમજ પ્રશ્નાર્થ ક્રિયાવિશેષણો બંને વાકયની શરૂઆતમાં વપરાય છે, એથી ભૂલાવામાં પડવું નહિ.

(1) આ દાખલો તમે કેમ કર્યો? **How** did you work this sum? (2) તમે બહાર કેમ ગયા? **Why** did you go out? (3) તમે કયાં રહો છો? **Where** do you live? આ વાકયોમાં how, why અને where પ્રશ્નાર્થ ક્રિયાવિશેષણ અવ્યય તરીકે છે.

આ ઉપરાંત Which અને What એ બે સર્વનામ કેટલીક વાર વાકયમાં પ્રશ્નાર્થ વિશેષણ તરીકે પણ વપરાય છે, ત્યારે એની પછી તરત નામ આવે છે. (પ્રશ્નાર્થ સર્વનામ પછી નામ આવવું ન જોઇએ.) જેમકે: કયો છોકરો કાલે આવ્યો? **Which** boy came yesterday? (2) તમે કઇ ચોપડી વાંચો છો? **What** book do you read? આ વાકયોમાં which અને what ની પછી boy અને book નામ આવેલાં છે. અને એ બે શબ્દો

નામનો વધારો બતાવે છે, માટે અહીં એ પ્રશ્નાર્થ વિશેષણો Interrogative adjectives છે.

## ૩ સંબંધી સર્વનામ The relative pronoun

બે વાક્યોને જોડીને પોતાની આગળના વાક્યમાંના કોઇ નામનો (એક બીજા સાથે) સંબંધ બનાવે તેને **સંબંધી સર્વનામ** એટલે અંગ્રેજીમાં Relative pronoun (રીલેટીવ પ્રોનાઉન) કહે છે.

(૧) **જે** કરશે **એ** ભરશે. (૨) **જેટલું** માગશો તેટલું **મળશે.** (૩) **જેવું** કરશો **તેવું** ભોગવશો. આ વાક્યોમાં જે-એ; જેટલુ-તેટલુ; અને જેવું-તેવું વગેરે એક બીજા સાથે સંબંધ બતાવનાર શબ્દો સંબંધી સર્વનામ કહેવાય છે×

પ્રશ્નાર્થ સર્વનામ તરીકે વપરાતા Who, whom, which that અને what સંબંધી સર્વનામો પણ થાય છે. પણ એ શબ્દોના ઉપયોગ અને અર્થ બંને આમાં ખાસ જુદા પડે છે એ તમામ બેવડા વાક્યોમાં વપરાય છે, અને એમના અર્થ, જે, જેના, જેની, જેને વગેરે થાય છે.

Who નર કે નારી જાતીનાં નામની સાથે વપરાય છે. which નિર્જીવ પદાર્થ કે પશુ-પંખી જેવાં પ્રાણીઓનાં નામ સાથે વપરાય છે અને that એ who અને which બંનેની જગ્યાએ (એટલે નર, નારી કે નાન્યતર જાતિનાં નામમાંથી ગમે ત્યાં) વાપરી શકાય છે.

---

×That સંબંધી સર્વનામને માટે પણ એમજ છે. **That** book એમાં That વિશેષણ છે, પણ **That** is good એમાં that સર્વનામ છે.

(1) જે માણસ ઘડીયાળો સમારે છે, તેને મારો ભાઈ ઓળખે છે. My brother knows the man **who** repairs the watches. (2) તમને **જેની** જરૂર છે, તે છોકરીને મેં બાગમાં જોઈ. I saw the girl in the garden, **whom** you need. (3) તમે જે ફાઉંટીપેન ટેબલ ઉપર મુકી હતી, તે લતીફ ચોરી ગયો. Latif stole the fountain-pen **which** you placed on the table. (4) નદી તરફ દોરી લઇ જાય, એ માર્ગ મને બતાવો. Show me the way **that** leads to the river. આ વાક્યોમાં who, whom, which ને that એ relative pronouns છે.

**What** એ Compound (કમ્પાઉન્ડ) relative છે. That અને which બંનેના સંયોગથી એ બનેલું છે. એટલે એની જગાએ that which બંને સાથે મુકીએ તો પણ ચાલી શકે છે. જેમકે: તમારી પાસે જે હોય તે મને આપી દો. Give me **what** you have. અથવા તો Give me **that which** you have. આ પ્રમાણે વાકયની વચ્ચે That whichની જગાએ મુકાતો **What** પણ Relative pronoun ગણાય છે. (અને વાકયની શરૂઆતમાં વપરાય તો તે પ્રશ્નાર્થ સર્વનામ ગણાય છે.)

સંબંધી સર્વનામો વાકયમાં વપરાતા તેના બે ભાગ પડે છે. એક **જે વાળો** ભાગ; બીજો **તે વાળો** ભાગ. જેમકે: જે છોકરા કાલે આવ્યા ન હતા, તે આજે આવ્યા છે. અંગ્રેજીમાં તરજુમો કરતા આ સંબંધ ફેરવાઇ જાય છે. જે છોકરા એને બદલે છોકરા જે Boys who મુકાય છે. સંબંધી સર્વનામ સાથે આવનાર નામને

જો વિભક્તિના પ્રત્યય (preposition) લાગ્યા હોય તો આ પ્રમાણે ગોઠવણી કરવી. જેમકે : જે ચોપડીમાં = ચોપડી જેમાં The book in which; જે ઝાડની પાસે = ઝાડ જેની પાસે The tree near which; જે ટેબલ ઉપર = ટેબલ જેની ઉપર The table on which વગેરે...

આ સિવાય what કેવળપ્રયોગી અવ્યય Interjection અને that ઉભયાન્વયી અવ્યય Conjunction તરીકે પણ વાકયમાં વપરાય છે. જેમકે: (1)...શું દુશ્મનો આટલા બધા દયાળુ થઇ શકે? **what!** can enemies be so kind? (2) હું રોજ કસરત કરૂં છું, જેથી હું લાંબો સમય જીવી શકું. I always take exercise **that** I may live long. આ વાકયોમાં what ઇન્ટરજેકશન અને that કંજકશન છે.

## 4 સ્વવાચક સર્વનામ Reflexive (રીફલેકસીવ) pronoun

પહેલા અને બીજા પુરૂષના સર્વનામોના એકવચન અને બહુવચનનાં છઠ્ઠી વિભક્તિનાં રૂપોને તથા ત્રીજા પુરૂષ સર્વનામનાં એકવચન તથા બહુવચનનાં બીજી વિભક્તિનાં રૂપોને (એકવચનમાં) self અને (બહુવચનમાં) selves લગાડવાથી સ્વવાચક સર્વનામ થાય છે. એનો અર્થ જાતે-પોતે-પંડે-મેળે થાય છે. જેમકે: (1) તે **પોતાની જાતને** ચાહે છે. He loves **himself.** (2) તેઓ **તેમની જાતે** આનંદ લૂટે છે. They enjoy **themselves.** (3) મેં **મારી જાતને** મુસ્કેલીમાં જોઇ. I found **myself** in great trouble. (4) કુતરાએ પાણીમાં **પોતાનો** પડછાયો દીઠો. The dog saw **itself** reflected in the water. (5) અમે અમને **પોતાને**

ઠપકો દીધો. We blamed **ourselves.** (6) ઓ મનુષ્ય, તું પોતાને (આત્માને) ઓળખ. Oh man, know **thyself.**

**સૂચના:** પોતાની જાતને બદલે પોતાનું સર્વનામ જો છઠ્ઠી વિભક્તિમાં આવે તો સ્વવાચક સર્વનામ વપરાતું નથી, પણ તેને ઠેકાણે અંગ્રેજીમાં Own (ઓન) એવો માલીકીપણાનો અર્થ સુચવતો શબ્દ વપરાય છે. જેમકે: મારૂં પોતાનું ઘર My **own** house; **તમારી પોતાની** ભૂલ Your **own** fault વગેરે.

## 5 દર્શક સર્વનામ Demonstrative (ડેમોન્સ્ટ્રેટીવ) pronoun

જે શબ્દ કોઇ વસ્તુને આંગળીથી બતાવતા હોઇએ એમ બતાવે તેને **દર્શક સર્વનામ** કહે છે. આ, એ, પેલો, પેલા, તે, (પેલાના અર્થમાં) ઓલ્યો, ફલાણો એ બધા ગુજરાતીમાં દર્શક સર્વનામો છે.

(૧) છાપરા પર **આ** શું છે? (૨) **પેલો** શું વાંચે છે? (૩) લેસન કરવું **એ** ઘણા છોકરાને ગમતું નથી. આ વાકયોમાં આ, પેલો, એ, દર્શક સર્વનામો છે. આ સર્વનામની વધુ સમજ માટે પાઠ સોળમો જુઓ.

## 6 અનિશ્ચિત્ત સર્વનામ Indefinite (ઇનડેફીનેટ) pronoun

અમુક ચોકકસ નહિ પણ અચોકાકસ વસ્તુ બતાવનારા શબ્દો **અનિશ્ચિત્ત સર્વનામો** કહેવાય છે. એને અંગ્રેજીમાં Indefinite pronoun કહે છે.

(૧) **કેટલાક** કહે છે...(૨) **ઘણાનો** અભિપ્રાય એવો છે... (૩) હવે તો **કંઇક** કરે તો ઠીક...(૪) **અમુક** આમ બોલે છે. આ વાકયોમાં **કેટલાક, ઘણાનો, કંઇક** ને **અમુક** અનિશ્ચિત સર્વનામો છે.

અંગ્રેજીમાં any, all, other, another, some, each, either, neither, many, such, both, few, a few, no body much, a little, several વગેરે અનિશ્ચિત સર્વનામો છે.

આજ શબ્દો નામની જગાએ એકલા આવે તો અનિશ્ચિત સર્વનામો અને પૂર્વે (નામની સાથે) આવે તો અનિશ્ચિત વિશેષણો થાય છે. જેમકે: (1) **Each** boy received a book (2) **Each** must find his own seat. આ બે વાક્યોમાં–પહેલા વાક્યમાંનું each અનિશ્ચિત વિશેષણ છે, જ્યારે બીજા વાક્યમાંનું each અનિશ્ચિત સર્વનામ છે.

## ગુજરાતી તથા અંગ્રેજીમાં સર્વનામનું સંપૂર્ણ પદચ્છેદ

(૧) તે નિશાળે જાય છે. He goes to school.
(૨) આ શું છે? What is this?
તે = ત્રીજો પુરુષ સર્વનામ, નરજાતિ, કર્તાર્થે પહેલીનું એકવચન.
શું = પ્રશ્નાર્થ સર્વનામ, નાન્યતરજાતિ, કર્તાર્થે પહેલીનું એકવચન.

He = Third person pronoun, masculine gender, singular number, nominative case, subject of the verb goes.

What = An interrogative pronoun, neuter gender, singular number, nominative case, subject of the verb is.

## Lesson 6 પાઠ ૬

## વિશેષણ Adjective ( એડજેકટીવ )

નામનો ગુણ કે વધારો બતાવી નામના અર્થમાં વધારો કે ઉમેરો કરે તેને વિશેષણ કહે છે. એ હંમેશાં નામની અગાઉજ વપરાય છે. એને અંગ્રેજીમાં Adjective કહે છે. ગુજરાતી તેમજ અંગ્રેજીમાં વિશેષણ મુખ્ય ત્રણ જાતના હોય છે.

ઘણી વાર વિશેષણો ગુણની અધિકતા બતાવે છે જેમકે : ડાહ્યો Wise, વધારે ડાહ્યો Wiser, સૌથી ડાહ્યો Wisest. અંગ્રેજીમાં આને Degrees of comparison ( કમ્પેરીઝન ) કહે છે.

વિશેષણનાં મૂળ રૂપને Positive Degree ( પોઝીટીવ ડીગરી કહે છે. બે વસ્તુઓની સરખામણી કરવામાં આવે ત્યારે comparative ( કમ્પેરેટીવ ) degree વપરાય છે. કોઇ એક પ્રાણી કે પદાર્થનો આખા વર્ગ કે મંડળની વસ્તુઓ સાથે મુકાબલો કરવાનો હોય ત્યારે Superlative ( સુપરલેટીવ ) degree વપરાય છે. પોઝીટીવ ડીગરીને er લગાડવાથી કમ્પેરેટીવ ને est લગાડવાથી સુપરલેટીવ ડીગરી થાય છે.

| Positive | Comparative | Superlative |
|---|---|---|
| પાસે Near...... | વધારે પાસે Nearer...... | સૌથી પાસે Nearest |
| નાનું Small...... | વધારે નાનું Smaller...... | સૌથી નાનું Smallest |

## 1 ગુણવાચક વિશેષણ Adjective of Quality ( ક્વોલીટી)

જે શબ્દ નામનો ગુણ અથવા જાત બતાવે છે, તેને **ગુણવાચક** વિશેષણ કહે છે. નામને કેવો–કેવી–કેવું, કયો–કઇ–કયું વગેરે સવાલો પુછવાથી એ વિશેષણ જણાઇ આવે છે.

**બહાદુર** કુતરો The **brave** dog; **લાલ** ડગલો A **red** coat; **હોંશિયાર** છોકરીઓ The **clever** girls; **લંગડો** માણસ **A lame** man. એમાં બહાદુર Brave, લાલ Red, હોંશિયાર **Clever** અને લંગડો Lame એ ગુણવાચક વિશેષણો છે.

## 2 જથાવાચક વિશેષણ Adjective of quantity (ક્વોન્ટીટી)

જે શબ્દ નામની પૂર્વે આવી તેનાં જથાનું માપ બતાવે તેને **જથાવાચક** વિશેષણ કહે છે. નામને કેટલો–કેટલી–કેટલું વગેરે સવાલો પુછવાથી એ નીકળે છે.

**બધું** દુધ **All** the milk; **થોડી** કસરત **Some** **exercise**; **ઘણો** પૈસો **Much** money; **જરા** અડચણ **A little** **trouble**; **પુરતી** શાહી **Enough** ink. આમાં all, some, **much**, a little અને enough એ બધા જથાવાચક વિશેષણો છે. *

---

* All, much, little, some વગેરેને અનિશ્ચિત એટલે Indefinite **adjectives** પણ લખા ને બોલી શકાય છે. કારણ અનિશ્ચિત વિશેષણ **જથાવાચકના બે ભાગોમાંનો એક ભાગજ છે.**

## 3 સંખ્યાવાચક વિશેષણ Adjective of number (નંબર)

જે શબ્દ નામની આગળ આવીને તેની અમુક ચોક્કસ સંખ્યા કે ગણત્રી બતાવે છે તેને **સંખ્યાવાચક વિશેષણ** કહે છે; એને અંગ્રેજીમાં Adjective of number અથવા Numeral (ન્યુમરલ) adjective અથવા Definite (ડેફીનીટ) adjective કહે છે, પણ મોટે ભાગે એડજેક્ટીવ ઓફ નંબર તરીકે વ્યાકરણમાં એ વિશેષ જાણીતું છે.

ઘણા છોકરા **Many** boys; પાંચ રૂપીઆ **Five** rupees; દશ ચોપડીઓ **Ten** books; બીજો પાઠ **Second** lesson વગેરે.

આ સિવાય બીજી વિશેષણોની ચાર જાત છે.

**(૧) અનુક્રમસૂચક વિશેષણ Adjective of order.** એને સંખ્યાવાચક Adjective of number તરીકેજ ગણવામાં આવે છે. જેમકે: પહેલો First, આગલો Previous, ગયો-છેલ્લો Last વગેરે.

(૨) દર્શક વિશેષણ **Demonstrative** adjective. નામને કયો-કયી-કયું સવાલ પૂછવાથી એ નીકળે છે. જેમકે: **આ** છોકરો **This** boy, **પેલી** છોકરી **That** girl, **આવું** ઘર **Such** a house, પેલા ઝાડ **Those** trees, આ માણસો **These** men.

(૩) **અનિશ્ચિત** વિશેષણ **Indefinite** adjective. નામની અગાઉ આવનાર જે શબ્દ અમુક અચોક્કસ સંખ્યા કે માપ બતાવે તેને કહે છે. જેમકે: કોઈપણ છોકરી **Any** girl, **અમુક** નિશાળ A **certain** school.

(૪) **પ્રશ્નાર્થ** વિશેષણ **Interrogative** adjective જે શબ્દ નામની પૂર્વે આવીને પ્રશ્નાર્થે વપરાય તેને કહે છે. કઇ ચોપડી? **Which** book? કઈ જાત? **What** kind?

**સુચના:**–નંબર ૨–૩–૪ ના વિશેષણો સર્વનામ ઉપરથી થએલાં છે. એને માટેની માહીતી આજ ભાગના સર્વનામના પાંચમા પાઠમાં આપવામાં આવી છે. વળી ગુજરાતીમાં જેમ વિશેષણની જાત પછી **વિશેષ્ય**...કરીને જે નામ (જેનો વધારો કે ગુણ બતાવ્યો હોય તે) આવ્યું હોય તે લખાય છે, તેમ અંગ્રેજીમાં Qualifying the noun કરીને..... જે નામ હોય તે લખાય છે.

## ગુજરાતી–અંગ્રેજીમાં વિશેષણના પદચ્છેદનો નમુનો

આજે ઘણા છોકરાઓ ગેરહાજર છે. Many Boys are absent to-day.

ઘણા=સંખ્યા વાચક વિશેષણ, વિશેષ્ય છોકરા.

Many=Adjective of number, qualifying the noun boys.

## Lesson 7 પાઠ ૭

## ક્રિયાવિશેષણ Adverb ( એડવર્બ )

જેમ નામનો વધારો બતાવે તે વિશેષણ કહેવાય છે, તેમ ક્રિયાપદનો વધારો બતાવનાર શબ્દ ક્રિયાવિશેષણ Adverb કહેવાય છે. ગુજરાતીમાં એ એક જાતનું ( ક્રિયાવિશેષણ અવ્યય ) અવ્યયજ છે ક્રિયાપદને કેવો–કેવી–કેવું–કેમ–કયારે–કયાં–કેટલો–કેટલી–કેટલું વગેરે સવાલો પૂછવાથી એ નીકળે છે. ગુજરાતીમાં એના નીચે મુજબના પ્રકારો છે.

(૧) છોકરો **જલ્દી** દોડયો. (રીત બતાવે છે.) (૨) મગન **હમણા** આવ્યો. (વખત બતાવે છે.) (૩) તમે **કેમ** લખતા નથી ? (પ્રશ્ન–કારણ બતાવે છે.) (૪) મારી **પાછળ** આવતા નહિ. (જગા બતાવે છે.) (૫) મને આટલું **બહુ** છે. (જથો–સમુદ બતાવે છે.)

અહીં, તહીં, આમ, તેમ, ઉપર, નીચે, હમણા, પછી, વારંવાર, જરા, પુષ્કળ, ઘણું, કેમ, કયારે, જ્યારે, ત્યારે, વગેરે ક્રિયાવિશેષણ અવ્યયો છે. ગુજરાતીમાં એનું પદચ્છેદ કરતી વેળા એની **જાત** સિવાય બીજું કંઇજ લખાતું નથી.

અંગ્રેજીમાં સામાન્ય નિયમ એવો છે કે વિશેષણને ly લગાડીએ તો ક્રિયાવિશેષણ થઇ જાય છે. જેમકે: **ધીમો** Slow વિશેષણ ઉપરથી **ધીમેથી** Slowly; **દયાળુ** Kind વિશેષણ ઉપરથી Kindly વગેરે ક્રિયાવિશેષણો બનાવી શકાય છે.

એ ખાસ ધ્યાનમાં રાખવું કે વિશેષણ નામની પહેલાં **આવે છે.** જ્યારે ક્રિયાવિશેષણ નામની પછી (ક્રિયાપદની પહેલાં અથવા પછી ગમે

ત્યાં) આવે છે. જેમકે: તેણે **ઘણું** કામ કર્યું. He did **much work.** એમાં much વિશેષણ છે અને તેથી તે work નામની પહેલાં આવેલું છે; પણ તે ઘણું બોલ્યો. He spoke **much.** એમાં much ક્રિયાવિશેષણ છે અને ક્રિયાપદ spokeની પછી આવેલું છે. તે ઘણું ખરું સાચું બોલે છે. He generally tells the **truth.** આમાં generally ક્રિયાવિશેષણ છે અને tells ક્રિયાપદની પહેલાં આવેલું છે. અર્થાત્ ક્રિયાવિશેષણ ક્રિયાપદની પહેલાં કે પછી ગમે તેમ આવી શકે છે.

જલ્દી soon, વારંવાર often, ઘણું Very અથવા much, ફરીથી Again, કદી નહિ Never, હમણા Now, પછી Then, અહીંઆ Here, ત્યાં There વગેરે Adverb છે. વળી અંગ્રેજીમાં એકજ શબ્દ વાકયમાં જુદી જુદી રીતે વપરાઇને વિશેષણ ને ક્રિયાવિશેષણ બંને થઇ શકે છે. જેમકે:

| Adjective તરીકે | .... | Adverb તરીકે |
|---|---|---|
| **Much** money | ... | **Much** frightened (ફ્રાઇટન્ડ) |
| **Little** water | ... | **Little** tired (ટાયર્ડ) |

અંગ્રેજીમાં Adverbની નીચે પ્રમાણે પાંચ જાત છે.

## (૧) રીત બતાવનાર ક્રિયાવિશેષણ Adverb of manner (મેનર)

ક્રિયાપદને How કેવી રીતે ! સવાલ પૂછવાથી નીકળે છે. જેમકે: તે **સારી** પેઠે છે. He is **well.** હું **ઝડપથી** દોડયો. I ran **quickly.**

## (૨) વખત બતાવનાર ક્રિયાવિશેષણ Adverb of time (ટાઇમ)

ક્રિયાપદને When ક્યારે? અથવા How often કેટલી વાર? સવાલ પૂછવાથી નીકળે છે. જેમકે: તે **જલ્દીથી** ગયો. He went **soon**. હું **આજે રાત્રે** તમને મળીશ. I shall see you **to-night**.

## (૩) જગ્યા બતાવનાર ક્રિયાવિશેષણ Adverb of place (પ્લેઇસ)

ક્રિયાપદને Where ક્યાં? સવાલ પુછવાથી નીકળે છે. જેમકે: મને **અહીંઆ** મળજો. See me **here**. **ત્યાં** કોણ છે? Who is **there**? તે મારી **પાછળ** છે. He is **behind** me.

## (૪) પ્રશ્નાર્થ ક્રિયાવિશેષણ Interrogative adverb.

વાકયની શરૂઆતમાં સવાલ પૂછવા માટે એ વપરાય છે. જેમકે: તમારૂં ઘર **ક્યાં** છે? **Where** is your house? તમે **ક્યારે** આવશો? **when** will you come?

## (૫) તુલનાત્મક ક્રિયાવિશેષણ Adyerb of degree (ડીગરી)

એ કદ, માપ કે અનુક્રમ બતાવે છે. ક્રિયાપદને How much સવાલ પુછવાથી નીકળે છે. Adverb of quantity જથાવાચક ક્રિયાવિશેષણ આજ પ્રકારમાં સમાઇ જાય છે. આખું Wholly; થોડુંક Somewhat; બરાબર Quite; બધું મળીને Altogether

આ બધા જથાવાચક ક્રિયાવિશેષણ અવ્યયો છે. જેમકે: તે **સારો** છે. He is **good**. તે **વધારે સારો** છે. He is **better**. તે **સૌથી સારો** છે. He is the **best**.

આ ઉપરાંત અંગ્રેજીમાં Adverb એકલાં ક્રિયાપદનોજ નહિ પણ કેટલીકવાર વિશેષણની તેમજ બીજાં ક્રિયાવિશેષણની પહેલાં આવીને તેમનો પણ વધારો બતાવે છે. જેમકે: તે **ઘણો** ડાહ્યો છે. He is **very** wise; હું **બહુજ** ખુશ થયો. I was **much** pleased.

**સૂચના:** Very હંમેશાં Possible degree ના ક્રિ. વિ. ની આગળ અને Much હંમેશાં Comparative degree નાં ક્રિ. વિ. ની આગળ વપરાય છે જેમકે: Very late ને Much later. વળી **Very** એ વ્યાકરણમાં હંમેશાં Adverb થાય છે, જ્યારે **Much** Adjective અને Adverb બંને રીતે વપરાય છે. દરેક Adverbની પછી અંગ્રેજીમાં Modifying the verb કરીને જે ક્રિયાપદ હોય તે મુકાય છે.

## ગુજરાતી તથા અંગ્રેજીમાં ક્રિયાવિશેષણનું પદચ્છેદ.

(૧) તે **અહીંઆ** આવ્યો. He came **here**.

અહીંઆ=જગ્યા બતાવનાર ક્રિયાવિશેષણ અવ્યય.

Here = Adverb of place (Showing place), modifying the verb came.

---

# Lesson 8 પાઠ ૮

## ક્રિયાપદ Verb (વર્બ)

જે પદ ક્રિયા બતાવે તેને ક્રિયાપદ કહે છે. ક્રિયાપદ ગુજરાતી વાક્યમાં છેડે ને અંગ્રેજી વાક્યમાં કર્તાની પછી તરતજ આવે છે. અંગ્રેજીમાં એને Verb કહે છે. એના બે વિભાગ છે.

(૧) અકર્મક ક્રિયાપદ Intransitive (ઇન્ટ્રાન્ઝીટીવ વર્બ)

(૨) સકર્મક ક્રિયાપદ Transitive (ટ્રાન્ઝીટીવ વર્બ)

જે ક્રિયાપદને કર્તા અને કર્મ બેઉ હોય તે **સકર્મક** અને એકલો કર્તાજ હોય (કર્મ નહિ) તે **અકર્મક** કહેવાય છે. જેમકે: (૧) છોકરો જાય છે. **A** boy goes. એમાં **જાય છે goes** એ **અકર્મક** ક્રિયાપદ Intransitive verb છે. (૨) છોકરો ચોપડી વાંચે છે. A boy reads a book. એમાં **વાંચે છે reads** એ સકર્મક ક્રિયાપદ Transitive verb છે. (કારણકે એમાં કર્તા છોકરો અને કર્મ ચોપડી બંને છે.)

અંગ્રેજીમાં Who (કોણ) સવાલ પૂછવાથી કર્તા Subject ને What (શું) સવાલ પૂછવાથી કર્મ Object નીકળે છે.

ક્રિયાપદના મુખ્ય ત્રણ કાળ છે. (૧) વર્તમાનકાળ **The present tense (પ્રેઝન્ટ ટેન્સ); ભૂતકાળ The past tense (પાસ્ટ ટેન્સ); ભવિષ્યકાળ The future tense.** (ફ્યુચર ટેન્સ).

જે ક્રિયા **આજે–અત્યારે–હમણા ચાલતી કે થતી હોય તેને માટે વર્તમાનકાળ** વપરાય છે. ગુજરાતીમાં એને પારખવાની **નિશાની છો–છી–છું–છે–છીએ.** જેમકે: તે નિશાળે **જાય છે. He goes** to school. એમાં **જાય છે goes** વર્તમાન કાળ Present **tense છે.**

જે ક્રિયા ગઇ કાલે થોડો ઘણો વખત પહેલાં થઇ ગઇ હોય તેને માટે **ભૂતકાળ** વપરાય છે. ગુજરાતીમાં એને પારખવાની નિશાની **યો–ઈ–યું, લો–લી–લું, ઠો–ઠી–ઠું, ધો–ધી–ધું–તો–તી–તું** વગેરે **છે.** અંગ્રેજીમાં ઘણું કરીને ક્રિયાપદનાં મુળ રૂપને ed લગાડવાથી ભૂતકાળ બને છે. જેમકે: તે **રમ્યો. He played.** એમાં **રમ્યો played** ભૂતકાળ Past tense છે.

**સૂચના:** અંગ્રેજીમાં બધાજ ક્રિયાપદને ed લાગીને નિયમ પ્રમાણે ભૂતકાળ થતો નથી. કેટલાક અનિયમિત ક્રિયાપદો પણ છે. જેમને ed લાગ્યા વિના ગમે એમ ભૂતકાળ થઇ જાય છે. જેમકે: જવું to go ઉપરથી **ગયો** went; આવવું to come ઉપરથી આવ્યો Came વગેરે. આવાં ક્રિયાપદોનાં ભૂતકાળનાં અનિયમિત રૂપો ગોખીને મોઢે કરવા પડે છે.

જે ક્રિયા આવતી કાલે–હવે પછી ભવિષ્યમાં થનારી કે બનવાની છે, તેને માટે **ભવિષ્યકાળ** વપરાય છે. ગુજરાતીમાં એને પારખવાની નિશાની **શો–શી–શું** વગેરે છે. અંગ્રેજીમાં ક્રિયાપદના મૂળરૂપની અગાઉ Shall અને Will મુકવાથી ભવિષ્યકાળ થઈ જાય છે. જો કર્તા પહેલો પુરૂષ સર્વનામ ( I કે We ) હોય તો Shall અને બીજો કે ત્રીજો પુરૂષ ( You, He, she–it કે They ) હોય તો

Will વપરાય છે. ફક્ત Thou ની સાથે Shalt કે Wilt નો વપરાશ થાય છે. જેમકે: હું જઇશ. I shall go. તમે બોલશો. You will speek.

**સૂચના:** અંગ્રેજીમાં જો અમુક નિશ્ચયપણાનો અર્થ બતાવવો હોય તો Shall–Will ના વપરાશ પલટાઈ જાય છે. પહેલા પુરૂષમાં Will અને બીજા–ત્રીજા પુરૂષમાં Shall આવે છે. જેમકે: હું નક્કી ત્યાં જઈશ. Certainly I will go there. તે જરૂર અહીં આવશે. He shall surely come here વગેરે. વળી જ્યારે I hope, I think, I am afraid, I suppose એવાં સંશયસૂચક વાક્યો આવે ત્યારે ત્રણે પુરૂષમાં માત્ર સાદો ભવિષ્યકાળ આવે છે. I will, You shall કે He shall કદાપી વેરાતું નથી, કારણ કે નિશ્ચયાર્થ ને સંશયાર્થ એ સાથે આવી શકેજ નહિ. જેમકે: હું ધારૂં છું કે હું અવશ્ય જીતીશ. I hope, I will win. એ વાક્ય ખોટું છે. I shall win જ બોલાય.

ગુજરાતીમાં ત્રણથી ચોથો કાળ નથી, પણ અંગ્રેજીમાં આ ત્રણ કાળનાં દરેકના પાછા ત્રણ ત્રણ ભાગ પડીને નવ કાળ થાય છે. તેની ટુંક સમજ નીચે આપી છે.

(૧) સાદો વર્તમાન કાળ The indefinite (ઇન્ડેફીનીટ) Present tense. (જે ક્રિયા રોજ થતી હોય તેને માટે) હું રોજ રમું છે. I play daily.

(૨) ચાલુ વર્તમાન કાળ The continuous (કન્ટીન્યુઅસ) Present tense (જે ક્રિયા અત્યારે ચાલુ હોય) હું હમણા રમું છું. I am playing now.

(૩) પૂર્ણ વર્તમાન કાળ The perfect (પરફેક્ટ) present tense. (જે ક્રિયા થઈ ગઇ) હું રમ્યો છું. I **have played.**

(૪) સાદો ભૂત કાળ The indefinite past tense. હું રમ્યો. I **played.**

(૫) ચાલુ ભૂત કાળ The continuous past tense. હું રમતો હતો. I **was playing.**

(૬) પૂર્ણ ભૂત કાળ The perfect past tense. હું રમ્યો હતો. I had played.

(૭) સાદો ભવિષ્ય કાળ. હું રમીશ. I **shall play.**

(૮) ચાલુ ભવિષ્ય કાળ. હું રમતો હોઇશ. I shall be playing.

(૯) પૂર્ણ ભવિષ્ય કાળ. હું રમી ચૂક્યો (રહ્યો) હોઇશ. I shall have played.

## ગુજરાતી-અંગ્રેજીમાં ક્રિયાપદનું પદચ્છેદ

હું કેરી ખાઉં છું I **eat** a mango.

ખાઉં છું=સકર્મક ક્રિયાપદ, વર્તમાનકાળ, કર્તા હું, કર્મ કેરી.

**Eat**=transitive verb, present tense, subject I, object mango.



## Lesson 9 પાઠ ૯

## સહાયકારક ક્રિયાપદો Auxiliary Verbs

અંગ્રેજીમાં કેટલાક ક્રિયાપદો એવાં છે કે જે બીજાં ક્રિયાપદોનો કાળ (tense) અર્થ (mood), ભેદ (voice) વગેરે બનાવવામાં મદદ કરે છે. આવાં ક્રિયાપદોને Auxiliary (ઓકઝીલીઅરી) અથવા Helping (હેલ્પીંગ) verbs કહેવામાં આવે છે.

વાકયોમાં કેટલીક વાર એકને બદલે બે ક્રિયાપદો હોય છે. એક મુખ્ય ને બીજું સહાયક. જેમકે: હું જાઉં છું. I am going. આમાં going માંનું go મુખ્ય ક્રિયાપદ છે, એને am (to beનું રૂપ) ક્રિયાપદ સહાય કરવા માટે વપરાયું છે.

હોવું અથવા થવું To be; ને હોવું-ની પાસે હોવું To have; કરવું To do; શો-શી-શું Shall અને Will; જોઇએ Must, Ought, Should; ઇચ્છા પ્રદર્શિત કરવામાં May; શકવું Can; દેવું-રજા આપવી Let, Permit Allow વગેરે સહાયકારક ક્રિયાપદો છે.

સાદા વર્તમાન અને સાદા ભૂતકાળ સિવાયના તમામ કાળમાં ક્રિયાપદને સહાયકારક ક્રિયાપદની મદદ લેવી પડે છે. **To be** નાં રૂપ ચાલુ વર્તમાન, ચાલુ ભૂત ને ચાલુ ભવિષ્યકાળ બનાવે છે, જ્યારે **To have** નાં રૂપો પૂર્ણ વર્તમાન, પૂર્ણ ભૂત ને પૂર્ણ ભવિષ્ય કાળ બનાવે છે. આ બેઉ ક્રિયાપદનાં રૂપો આગળ ૭૯ મે પાને પૂરેપૂરાં આપી દીધાં છે.

**Shall** અને **Will** સાદો ભવિષ્યકાળ બનાવે છે. આગળ પાંચમા પાઠમાં ૪૬ મે પાને એના ઉપયોગ આપ્યા છે. **To do** એ વાક્યમાં પ્રશ્નાર્થ, નકાર, ભાર, વિનંતી વગેરે માટે વપરાય છે. એની માહીતી આગળના ચોથા અને છેંતાળીસમાં પાઠમાં સંપૂર્ણ રીતે આપવામાં આવી છે.

**જોઈએ** માટે Must, Should અને Ought ત્રણ સહાયકારક ક્રિયાપદો છે. વર્તમાન ભૂત કે ભવિષ્ય કોઈપણ કાળમાં એના રૂપોમાં ફેરફાર થતો નથી. ત્રણે અમુક **ફરજીઆતપણાનો** અર્થ બતાવે છે. ફક્ત **ought**ના ઉપયોગ **પછી હંમેશા to આવે છે.** જેમકે: તમારે તમારા પાઠ વાંચવા જોઇએ. You must read your lessons; અથવા You should **read your lessons** અથવા You ought to read your lessons. should બહુજ નમ્રતાભર્યાં, must એથી વધુ કડકપણું ને ought બહુજ અસરકારક ને સખ્ત ફરજિઆતપણું સુચવવાના અર્થમાં વપરાય છે.

**સૂચના :** Shall ઉપરથી Should અને Will ઉપરથી Would રૂપો થાય છે. જો વરસાદ વરસે If it should rain. ભૂતકાળ ઉપર આધાર રાખનારો ભવિષ્યકાળ સુચવવા, ઈચ્છા દર્શાવવા would વપરાય છે. તમે કહ્યું હતું કે વરસાદ વરસશે. You said, it would rain. આગલા વાક્યમાં ભૂતકાળ વપરાયો હોય તો પાછળનાં વાક્યમાં જો Shall–willના ભૂતકાળના રૂપો should ને would વપરાય છે. એ અહીં હોય તો કેવું સારૂં! I should wish that he were here અથવા I would, he were here.

**શકવું : Can** મારાથી ચલાતું નથી=હું ચાલી શકતો નથી. I can not walk. એ શકયાર્થ બતાવે છે. એની જગાએ એનાજ અર્થમાં કોઇ કોઇ જગાએ Able વિશેષણ વપરાય છે. જેમકેઃ I can read=I am able to read; I cannot go=I am unable to go. Can નો ભુતકાળ **could** શકયો થાય છે. જેમકેઃ હું વાચી શકયો. I cou'd read અથવા I was able to read. can અને couldની પછી ક્રિયાપદ મૂળરૂપમાં વપરાય છે. **A**bleની પહેલાં હંમેશાં To bena રૂપ આવે છે: Ableનું નકારરૂપ unable થાય છે.

ગુજરાતીમાં **આજ્ઞાર્થ** બતાવવો હોય ત્યારે ક્રિયાપદનાં મૂળ રૂપ (ત્રણે કાળમાં) infinitive ને શરૂઆતમાં મુકવું પડે છે. જેમકેઃ ત્યાં જાવ. Go there. અહીં આવ. Come here.

એજ આજ્ઞાર્થમાં **દેવું–રજા આપવીનો** અર્થ બતાવવો હોય તો **Let** સહાયકારક ક્રિયાપદ વપરાય છે. જેમકેઃ મને જવા દયો. Let me go. એનાં વર્તમાન–ભુત ને ભવિષ્ય ત્રણે કાળનાં રૂપ એકસરખા જ રહે છે. **રજા આપવીના** અર્થમાં **Permit** અને **Allow** (એલવ) પણ વપરાય છે જેમકેઃ તેને આવવા દયો. **Let** hin come, Permit him to come, **All**ow him **to** come.

**May** ઇચ્છા, **આશિષ** કે **અંતરની લાગણી** બતાવવા માટે વપરાય છે. જેમકેઃ તમે સુખી થાવ. May you be happy. ઇશ્વર તમને લાંબુ આયુષ્ય આપે! May God give you long life. એના સહાયકારક ક્રિયાપદ તરીકે ત્રણ જાતના ઉપયોગ છે.

(૧) હું અંદર આવું સાહેબ? May I come in sir? (પરવાનગી)
(૨) તે કાલે કદાચ પાછો ફરે. He may return to-morrow (સંશય)
(૩) ઇશ્વર તમારૂં ભલું કરે. May God bless you. (આશિષ)

ભૂતકાળમાં May નું રૂપ Might થાય છે, ત્યારે એનો અર્થ કદાચ એમ બન્યું-થયું હોય એવો થાય છે. જેમકેઃ કદાચ એમ (થયું) હોય It might be so. વખતે એમ બન્યું પણ હોય. Perhaps it might be happened.

ઉપર આપેલાં સહાયકારક ક્રિયાપદોમાંથી કેટલાક ક્રિયાપદો મુખ્ય ક્રિયાપદ તરીકે એકલા પણ વાક્યમાં વપરાય છે. જેમકે: (૧) તમારી ફરજ બજાવો. Do your duty. (૨) તે અહીં છે. He is here. (૩) મારી પાસે કલમ છે. I have a pen. વગેરે.

આ ક્રિયાપદો ઉપરાંત get, cause અને make એ ત્રણ ક્રિયાપદો અંગ્રેજીમાં વાક્યરચનામાં સહાયકારક તરીકે વપરાઈ ને મહત્વનો ભાગ ભજવે છે. એ ક્રિયાપદનો પ્રેરક ભેદ બનાવે છે. એને અંગ્રેજીમાં The causal અથવા causative form (કોઝેટીવ ફૉર્મ) કહે છે. પ્રેરકઃ એટલે પોતે કંઇ કામ ન કરતા બીજા પાસે તે કરાવવું. ગુજરાતીમાં વાંચવું ઉપરથી વંચાવવું; લખવું ઉપરથી લખાવવું વગેરે ક્રિયાપદોના પ્રેરક ભેદ થાય છે. અંગ્રેજીમાં એને માટે ત્રણ ક્રિયાપદો (સહાયકારક ક્રિયાપદોની માફક) વાપરવામાં આવે છે.

જેમકેઃ (૧) હું લખીશ. I shall write. હું તેની પાસે લખાવીશ. I shall get him to write. (૨) તે બોલશે. He

will speak. તે તેની પાસે બોલાવશે. He will make him speak. (૩) ફુલો કરમાય છે. Flowers wither. તાપ ફુલોને કરમાવે છે. Heat causes the flowers to wither.

પરંતુ હું આ પેટી સમરાવીશ. અમે ઘર બંધાવ્યું. તેણે આ પત્ર લખ્યો. આવાં વાક્યોમાં **કોની પાસે** સમરાવીશ? કે બંધાવ્યું? કે લખાવ્યો? એ બતાવાયું નથી. આવાં વાક્યોનો અંગ્રેજીમાં તરજુમો કરતી વખતે to have અને to get વપરાય છે, અને તેમનાં કર્મની પછી વર્તમાન કે ભૂત ગમે તે કાળ છતાં પણ ક્રિયાપદનું ભૂત કૃદંતનું રૂપ મુકાય છે. જેમકે: (1) I shall get this box repaired. (2) We had a house built. (3) He got this letter written.

**સૂચના:** તેણે મોહન પાસે પાંચ રૂપીઆ અપાવ્યા—એટલે—આપવા કહ્યું. He told Mohan to give me five rupees. અહીં પ્રેરક ભેદ વપરાતો નથી.

Get અને Cause ક્રિયાપદના ઉપયોગ પછી હંમેશાં મુખ્ય ક્રિયાપદનું સામાન્ય રૂપ infinitive આવે છે, એટલે એમાં to હોય છે, પણ make પછી કદાપી to આવતો નથી. જો ભૂતકાળ હોય તો made વપરાય છે. ત્રીજા પુરૂષ એકવચનમાં get ને બદલે gets ને cause ને બદલે causes આવે છે.

## Lesson 10 પાઠ ૧૦

### અવ્યય Preposition (પ્રેપોઝીશન)

જે શબ્દ અંગ્રેજી વાક્યમાં નામ અથવા સર્વનામની અગાઉ વપરાઇને અને ગુજરાતીમાં સાથે આવીને સંબંધ બતાવે છે, તેને **અવ્યય** Preposition કહે છે. જેમકે: મારી **પાસે Near** me; **ટેબલ ઉપર On** the **table** વગેરે. એનો અર્થ અંગ્રેજીમાં before **placed** એવો થાય છે.

જે **નામ** અથવા **સર્વનામ** અવ્યયની પછી આવી એની સાથે સંબંધ બતાવે છે, તેને છેડે પદચ્છેદમાં Governed by the **preposition** લખાય છે, તેમજ તેની **હંમેશાં Objective case થાય છે.** જ્યારે જે શબ્દ અવ્યય તરીકે વાક્યમાં વપરાય છે, તેની પછી Governing the noun or pronoun જે હોય તે લખાય છે. જેમકે: મારી પાસે Near me.

**Near** = Preposition, governing the pronoun **me.**

**Me** = First personal pronoun, masculine gender, singular number, objective case, governed by the preposition **Near.**

ગુજરાતીની વિભકતીના પ્રત્યયો માટે અંગ્રેજીમાં આ પ્રમાણેના **Preposition** વપરાય છે. પહેલી–બીજી કર્તા–કર્મને લાગે છે. એના પ્રત્યય નથી. ત્રીજી વિભકિત માટે By કે With. જેમકે: (1) **With a pen. (2) By fire.** ચોથી વિભકતી (સંપ્રદાનનો અર્થ)

માટે to. જેમકે: To Mohan. પાંચમી વિભક્તિ (અપાદાનના અર્થ) માટે from. જેમકે: From Bombay. છઠ્ઠી વિભક્તિ માટે (નિર્જીવમાં) of. જેમકે: Of the book. સાતમી વિભક્તી (સ્થળ કે સમયના અર્થ) માટે In, Into, At વગેરે. જેમકે: In the river, Into the class, At night વગેરે. (અંગ્રેજીમાં આ પ્રેપોઝીશનો પછીનાં તમામ નામ સર્વનામોની એકસરખી બીજી વિભક્તી થાય છે.) વળી ગુજરાતીમાં આપણે કલમ લઇને, ટોપી પહેરીને, એમ બોલીએ છીએ. અંગ્રેજીમાં એને માટે with preposition વપરાય છે. With a pen (in his hand); With a cap (on his head).

## અવ્યયના નમુના Examples of Prepositions

At (એટ) તરફ; Towards (ટોઅડર્સ) ની તરફ; After (આફ્ટર), Behind (બીહાઇન્ડ) પાછળ; Against (અગેન્સ્ટ) વિરૂદ્ધ; On (ઑન), Upon (અપોન), Above (એબવ), Over (ઓવર) ઉપર; Round (રાઉન્ડ) ફરતે–ગોળ; Around (એરાઉન્ડ) આજુ-બાજુ–ચોતરફ; Till (ટીલ) ત્યાં સુધી; Until (અન્ટીલ) ત્યાં સુધી નહિ; Along (એલોન્ગ) આગળ; Between (બીટવીન) વચ્ચે; Across (એક્રોસ) આ પારથી પેલે પાર; Amid (એમીડ) વચમાં; In (ઇન), Among (એમંગ) માં; Amongst (એમન્ગસ્ટ) વચ્ચે; About (એબાઉટ) આસરે; Bofore (બીફોર) અગાઉ; Beneath (બીનીથ), Below (બીલો), Under (અન્ડર) નીચે; By (બાઇ) વડે; From (ફ્રોમ) માંથી; Of (ઓફ) નો–ની–નું; Since (સીન્સ)

જ્યારથી; Up (અપ) ઉંચે; Beyond (બીયોન્ડ) પેલી તરફ; Within (વીધીન), Into (ઇનટુ) અંદર: With (વીથ) સાથે; Without (વીધાઉટ) વગર; Through (થ્રુ) માં થઇને; Off (ઓફ) દુર, To (ટુ) ને; Forth (ફૉર્થ) આગળ; Underneath (અંડરનીથ) છેક તળીએ; Inside (ઇનસાઇડ) અંદરની બાજુએ; Outside (આઉટસાઇડ) બહારની બાજુએ; Throughout (થ્રુ આઉટ) બધી જગ્યાએ; By (બાઇ), Beside (બીસાઇડ), Near (નીઅર) પાસે; For (ફૉર) માટે; During (ડ્યુરીંગ) દરમ્યાન; But (બટ) પણ; Except (એકસેપ્ટ), Save (સેવ) સીવાય; Up (અપ) ઉપરની બાજુએ. વગેરે.

---

## Lesson 11 પાઠ ૧૧

### <u>ઉભયાન્વચી અવ્યય Conjunction ( કંજકશન )</u>

બે નામ, બે શબ્દ કે બે વાકયને (અથવા ફ્રેઇઝ Phrase) જોડનારૂં અવ્યય **ઉભયાન્વચી, શબ્દયોગી** કે **નામયોગીને** નામે ઓળખાય છે. જેમકે: રામ **અને** સીતા Rama **and** Sita; બોલો **કે** લખો. Speak **or** write. આમાં **અને And** તેમજ **કે or** શબ્દયોગી અવ્યય Conjunction છે. નીચેનાં વાકયોમાં એ જુદી જુદી રીતે વાપરી બતાવ્યા છે.

(૧) તમે ઉતાવળ **નહિ કરો તો** મોડા થશો. You will be late **unless** you hurry. (૨) તમારે કે મારે તે કરવુંજ જોઇએ. **Either** you **or** I must do it. (૩) ચોરો નાસી ગયા **પણ** પોલીસ આવી નહિ. The thieves ran away **but** the police did not arrive.

એ યાદ રહે કે Adverb, Conjunction અને Preposition ત્રણે જુદી જુદી જાતના અવ્યયનાજ પ્રકાર છે. છતાં એકજ શબ્દ ત્રણ રીતે વાકયમાં ખુશીથી આવી શકે છે. લાંબા મહાવરા, અભ્યાસ ને અક્કલથી એ તારવી શકાય છે. જેમકે: (૧) મેં તમને અગાઉ જોયા છે. I have seen you **before**. એમાં Before adverb છે. (૨) તમે અહીં આવી પહોંચ્યા તે **પહેલાં** વરસાદ વરસ્યો. It rained **before** you arrived here. એમાં before conjunction છે. (૩) ભિખારી દરવાજા પાસે ઉભો રહ્યો. The beggar stood **before** the gate. આમાં before Preposition છે.

Conjunctionનું પદચ્છેદ કરતી વખતે Joining two words કે two sentences...કરીને જે શબ્દો કે વાકયો જોડાયા હોય તે દર્શાવાય છે.

## Conjunction ના કેટલાક નમુના !

But, Before, However, Nevertheless, Still, And, Other, While, Yet, For, Hence, So, So that, Therefore, Whence, Because, Beside, Likewise, Notwithstanding, If, As, Although, Though, Since, Till, Until, Unless, Lest, That, (કે) Neither, Nor, Either, Or, Whether, When વગેરે શબ્દો conjunction થાય છે.

## ઉભયાન્વયી અવ્યય Conjunction નું પદચ્છેદ.

(૧) જો તમે નાપાસ થાવ તો મને નવાઈ લાગશે. I shall be surprised if you fail. (૨) હું ખાઉં છું કારણ કે મને ભૂખ લાગી છે. I eat because I am hungry. (૩) રામ અને સીતા ઘેર ગયા. Ram and Sita went home.

જો=ઉભયાન્વયી અવ્યય; કારણ કે=ઉભયાન્વયી અવ્યય.

If=conjunction, joining two sentences;

(1) I shall be surprised (2) You fail.

Because=conjunction, joining two sentences;

(1) I eat (2) I am hungry.

And=conjunction, joining two words;

(1) Ram (2) Sita.

## Lesson 12 પાઠ ૧૨

## કેવળપ્રયોગી અવ્યય Interjection (ઈન્ટરજેકશન)

હર્ષ, શોક, આશ્ચર્ય વગેરે જાતજાતની અંતરની લાગણીઓ બતાવવા માટે જે શબ્દ વાક્યમાં (બનતા સુધી શરૂઆતમાં) વપરાય છે, તેને કેવળપ્રયોગી અવ્યય કહે છે.

**Examples :** Adieu (એડ્યુ) સ્વસ્તી; Hail (હેઇલ) વાહ; Ah (આહ) અરે; Oh (ઓહ) અરે; Ha (હા) અરે; Pooh (પુહ) ધિક્કાર; Alas (એલાસ) અફસોસ; Hurrah (હુરરે) વાહવાહ; Fie (ફાઇ) ધિક્કાર; Hush (હુશ) ચુપ; Hark (હાર્ક) સાંભળો; Fush (ફશ) ધિક્કાર; Away (અવે) જાવ; Halloo (હલ્લો) કેમ; Lo (લો) જુઓ; Bravo (બ્રેવો) શાબાશ; Good bye (ગુડ બાઇ) છેલ્લી સલામ; Well come (વેલ કમ) ભલે પધારો; Indeed (ઇનડીડ) ખરેખર; Woe (વો) શ્રાપ દેવો-બદદુવા દેવી; Alright (ઓલરાઇટ) બરાબર; Really (રીઅલી) ખરેખર...વગેરે.

(1) Oh ! Really ! Ah ! આશ્ચર્ય Surprise બતાવે છે.

(2) Alas ! Oh ! Ah ! દર્દ–દીલગીરી (Pain, Grief) બતાવે છે.

(3) Fie ! Pshaw ! Pish ! Tut Tut ! Pooh pooh !
ધિક્કાર, તિરસ્કાર (Contempt, loathing) બતાવે છે.

(4) Hurrah ! Bravo ! હર્ષ, વખાણ ( Joy, praise) બતાવે છે

(5) Lo ! Behold ! Hark ! ધ્યાન ખેંચવામાં (Calling attention ) માં વપરાય છે.

આ ઉપરાંત કેટલાક ક્રિયાપદ અને ફ્રેઝીઝ ઇનટરજેક્શન તરીકે વાક્યોમાં વપરાય છે. જેમકે: Come ! I say ! Well done ! Oh, dear ! Dear me ! Bless me ! Hark ! Behold !

A word which shows or expresses sudden feelings such as sorrow, surprise, anger, joy etc. is called an Interjection.

It is a word thrown into the sentence and does not really form part of it. It is merely in fact a noise, or exclamation ! વાકયમાં નકામો ફેંકવામાં આવતો એ એક શબ્દ છે, એને ખરૂં જોતાં એ વાકયનો કોઇ ખાસ વિભાગ નથી. ખરી રીતે કોઇ ઘોંઘાટ અથવા વિસ્મયસૂચક ઉચ્ચાર માટે એ વપરાય છે. એનું પદચ્છેદ કરતી વખતે કંઇજ લાગતું કે વધારે લખાતું નથી. ફકત 'ઇન્ટરજેકશન' એટલુંજ લખાય છે. નીચે આપેલાં વાકયોમાં એનો વપરાશ બતાવવામાં આવ્યો છે.

(1) **Hurrah** ! our side has won. વાહવાહ... આપણા પક્ષની જીત થઇ છે. (2) **Alas** ! our side has lost. અફસોસ ! આપણી પાર્ટી હારી ગઇ. (3) **Bravo** Rama, well hit. શાબાશ, રામે જબરો ફટકો લગાવ્યો. (4) **Hullo** ! Govind, how are you ? કેમ.. ગોવિંદ, હવે કેમ છે ? (5) **Hush** ! I hear some one coming. ચુપ રહો, મને કોઇના આવવાના પગલાનો અવાજ સંભળાય છે. (6) **Ah** ! let me go for **God's** sake અરે, ઇશ્વરને ખાતર મને જવા દયો. (7) **Oh** ! what a beautiful rose ! વાહ કેવું સુંદર ગુલાબ છે.

---

## Lesson 13 પાઠ ૧૩

### કૃદંત Participle-ક્રિયાપદનું મૂળ રૂપ Infinitive

ક્રિયાપદનો અર્થ અધુરો રહી જાય એ બતાવવા વાકયમાં ગમે ત્યાં વચ્ચે વપરાતા શબ્દને કૃદંત કહે છે. ગુજરાતીમાં એવા કૃદંતોને છેડે **તો-તી-તું-તાં-યો-ઈ-યું-લો-લી-લું-લાં-વો-વી-વું-ઈ-ઇને-નાર-નારી-નારૂં** વગેરે નિશાનીઓ આવે છે. જેમકે: **બોલતો-વાંચેલું-જોઇને** વગેરે.

અંગ્રેજીમાં કૃદંતના નીચે પ્રમાણે બે પ્રકારો છે.

(૧) **વર્તમાન કૃદંત Present participle** (પ્રેઝન્ટ પાર્ટીસીપલ) ગુજરાતીમાં છેડે **તો-તી-તું** લાગે; અંગ્રેજીમાં ક્રિયાપદના મૂળ રૂપને Ing લાગે છે. જેમકે: બોલતા Speaking; હસતા Laughing. ખાતા Eating; રમતા Playing.

(૨) ભૂત કૃદંત **Past participle** (પાસ્ટ પાર્ટીસીપલ) ગુજરાતીમાં છેડે લો-લી-લું વગેરે લાગે; અંગ્રેજીમાં ક્રિયાપદના મૂળ રૂપને ખાસ કરીને ed લાગે. જેમકે: ચાહેલું Loved; રમેલો Played.

**સૂચના:** (૨) ગુજરાતી તેમજ અંગ્રેજીમાં એનું પદચ્છેદ Parsing કરતી વખતે એની જાત સિવાય બીજું કંઈજ લખાતું નથી. જો ક્રિયાપદના મૂળ રૂપને છેડે e આવી હોય તો ing કે ed લગાડતા પહેલાં e કાઢી નાખવી. જેમકે: Come ઉપરથી Coming; Love ઉપરથી Loved. વળી જો ક્રિયાપદને છેડે એકજ વ્યંજન હોય ને એની પહેલાં એકજ સ્વર હોય તો ing લાગતા પહેલાં એ છેલ્લો વ્યંજન બેવડાય છે. જેમકે: Begin નું વર્તમાન કૃદંત Beginning; Sit નું Sitting વગેરે.

કેટલીક વાર વર્તમાન કૃદંત ને ભૂત કૃદંત તરીકે વપરાતા શબ્દો એની પછી તરત નામ આવતા વિશેષણ થઇ જાય છે. જેમકે:

(1) મને તેનો પ્રેમાળ સ્વભાવ બહુજ ગમે છે. I very much like his **loving** mood. (2) મેં એક મરેલું શબ જોયું. I saw a **dead** body.

Loving = A present participle, used as an adjective, qualifying the noun mood.

Dead = A past participle, used as an adjective, qualifying the noun body.

ક્રિયાપદનાં ભૂતકાળની માફક ભૂત કૃદંત પણ નિયમિત ed લાગીનેજ બનતા નથી. એ પણ અનિયમિત થાય છે. એવા તમામ ભૂત કૃદંતોને ભૂતકાળના રૂપોની માફક ગોખવા પડે છે. જેમકે:

**Infinitive .... Past tense .... Past participle**

આવવું Come...આવ્યો Came...આવેલો Come.
બોલવું Speak...બોલ્યો Spoke...બોલેલો Spoken.
લખવું Write...લખ્યું Wrote...લખેલું Written.

વળી વર્તમાન કૃદંત કોઇ કોઈ વાર વિશેષણ ઉપરાંત નામ તરીકે પણ વાક્યમાં વપરાય છે. જેમકે : બોલબેટથી રમવું આનંદજનક છે. The playing of cricket is pleasant. આ વાક્યમાં playing present participle હોવા છતાં કર્તા–નામ તરીકે વપરાયું હોઇ એને અંગ્રેજીમાં Gerund (જીરન્ડ) કહે છે.

**સૂચના** :—એ યાદ રાખવું કે Walking એ વર્તમાન કૃદંત તેમજ Infinitive છે. પણ જ્યારે ingવાળું રૂપ વિશેષણ તરીકે વપરાયું હોય ત્યારે તેને વર્તમાન કૃદંત present participle કહેવું. પણ જો તે નામ તરીકે વપરાયું હોય તો તેને Infinitive અથવા Gerund કહેવું.

ક્રિયાપદનાં મૂળ રૂપને અંગ્રેજીમાં Infinitive કહેવામાં આવે છે. એની પહેલાં હંમેશાં To આવે છે. જેમકે : બોલવું. To speak, ખાવું. To eat. આ Infininitive ને present participle સાથે બહુજ ગાઢો સંબંધ છે. ગુજરાતીના ઘણા વાકયોમાં આ બંનેનો ઉપયોગ અર્થનો જરા પણ ફેર પડયા વિના કરી શકાય છે. જેમકે : રોજ ચાલવું એ સૌથી સરસ કસરત છે. Walking daily is the best exercise. એને બદલે To walk daily is the best exercise. અથવા It is the best exercise to walk daily.

Infinitive સિવાય પદચ્છેદમાં બીજું કંઇજ લખાતું નથી.

## Lesson 14 પાઠ ૧૪

### આર્ટીકલ Article

ગુજરાતીમાં જે શબ્દ નામ હોય તે એકલો બોલી કે લખી શકાય છે, પણ અંગ્રેજીમાં એમ નથી. દરેક નામની પહેલાં હંમેશાં Article વાપરવો પડે છે. આર્ટીકલ ફકત નામનેજ લાગે છે

અંગ્રેજીમાં એવા આર્ટીકલ ત્રણ છે. **A, An, The.** આમાં A અને An અનિશ્ચિત એટલે Indefinite article કહેવાય છે.

અંગ્રેજી એ.બી.સી ડી.ના ૨૬ મૂળાક્ષરોમાંથી A–E–I–O–U. એ પાંચ સ્વર છે અને બાકીના વ્યંજન છે, એમ આપણે આગળ શીખી ગયા. જો નામનો પહેલો-શરૂઆતનો અક્ષર વ્યંજન હોય તો (એકવચનમાં) A લાગે છે અને સ્વર હોય તો An લાગે છે. A અને An નો અર્થ એક થાય છે. એ કેટલીક વાર one ના અર્થમાં વપરાય છે. વળી સાથે એટલું યાદ રહે કે **A અથવા An એકવચનમાં જ વપરાય છે. જ્યારે The આર્ટીકલ એકવચન તેમ.જ બહુવચન બંને પ્રકારનાંનામની પૂર્વે વાપરી શકાય છે. એનો અર્થ તે** થાય છે. જેમકે:

એક છોકરો A boy; એક ગધેડો **An** ass; છોકરાઓ **The boys; (અમુક મુકરર) ચોપડી The book** વગેરે.

## આર્ટીકલ માટે કેટલાક અગત્યના નિયમો

(૧) નામનો પહેલો અક્ષર વ્યંજન હોવા છતાં જો તેનો ઉચ્ચાર સ્વર જેવો થાય તો તેને A નહિ પણ An આર્ટીકલ લાગે છે. જેમકે: એક કલાક. An Hour (એન અવર); પ્રમાણીક છોકરો. An Honest boy (એન ઓનેસ્ટ બોય) વગેરે.

(૨) જો નામનો પહેલો અક્ષર સ્વર હોવા છતાં તેનો ઉચ્ચાર વ્યંજન જેવો થાય તો તેને An નહિ પણ A આર્ટીકલ લાગે છે, જેમકે: A European (એ યુરોપીઅન); A University (એ યુનીવર્સીટી)

(૩) જો નામની પહેલાં એક કે એકથી વધુ વિશેષણ આવે તો **નામનો પહેલો અક્ષર નહિ પરંતુ વિશેષણનો પહેલો અક્ષર** વ્યંજન છે કે સ્વર તે જોઇને A અથવા An આર્ટીકલ લગાડવો. જેમકે: એક છોકરો A good boy; એક આળસુ છોકરો. An Idle boy; એક ઘણો ઉદ્યોગી છોકરો. A very industrious boy. છેલ્લા બે વાક્યોમાં idle વિશેષણનો પહેલો અક્ષર i સ્વર હોવાથી An આર્ટીકલ અને Very indnstrious એ બે વિશેષણોમાં સૌથી શરૂઆતના વિશેષણ very નો પહેલો અક્ષર V વ્યંજન હોવાથી A આર્ટીકલ લાગ્યો છે. આજ પ્રમાણે પહેલા–બીજા નિયમો પ્રમાણે સ્વરના ઉચ્ચાર વ્યંજન જેવા અને વ્યંજનના ઉચ્ચાર સ્વર જેવા–આવા વિશેષણોમાં પણ થતા હોય ત્યારે પણ આર્ટીકલમાં નામના જ નિયમને અનુસરીને ફેરફાર થાય છે.

## The article ના થતા જુદા જુદા ઉપયોગ

(૧) એ નામનાં બહુવચનની આગળ લાગે છે. જેમકે: ચોપડીઓ The qooks; છોકરાઓ The boys; કલમો The pens.

(૨) A અને An એ બે Indefinite articles એક પછી એક પેરેઆફ્માં ફરી ફરીને નામની આગળ વપરાયા કરે તે ઠીક લાગતું નથી. એવી જગાએ શરૂઆતના પહેલા વાક્ય સિવાય પછીનાં તમામ એજ સંબંધને અનુસરીને વપરાતાં વાક્યોમાં (ખાસ કરીને વાર્તામાં) The નો ઉપયોગ થાય છે. જેમકેઃ એક છોકરો વાડીમાં કુવા પાસે રમતો હતો. A boy was playing near a well in a garden. વાડી મોટી હતી અને કુવો ઉંડો હતો. The garden was big and the well was deep.

(૩) જ્યારે અમુક કોઈ જાણીતી-ઓળખીતી Particular વસ્તુ કે વ્યક્તિ બતાવવાની કે ઓળખાવવાની હોય ત્યારે એકવચનનાં નામની આગળ પણ the વપરાય છે. જેમકે: તમારી ચોપડી ટેબલ ઉપર છે. Your book is on the table. અહીં ગમે તે ટેબલ નહિ પણ મારા ઘરનું-અમુક જ-બીજું નહી.

(૪) કેટલીક વાર પ્રાણી કે પદાર્થનાં નામની અગાઉ એકવચનમાં The વપરાય છે, ત્યારે તે આખો વર્ગ બતાવે છે જેમકે કુતરો એ ઉપયોગી પ્રાણી છે. The dog is an useful animal. એમાં The dog=કુતરાની આખી જાત. (એક કુતરો નહિ) **એની પછી ક્રિયાપદ એકવચનનું આવે છે.**

(૫) કોઇ વાર વિશેષણની પૂર્વે The આવે છે, ત્યારે તે વિશેષણ વર્ગસૂચક નામ જેવું થઇ જાય છે અને **તેની પછી ક્રિયાપદ બહુવચનનું વપરાય** છે. જેમકે : પૈસાદારે ગરીબને મદદ કરવી જોઇએ. **The rich** should help **the poor.** આ વાક્યમાં Rich એટલે Rich people અને Poor એટલે Poor people.

(૬) વિશેષ, પદાર્થવાચક, સમુદાયવાચક કે ભાવવાચક નામની આગળ અંગ્રેજીમાં કોઈ પણ આર્ટીકલ આવતો નથી, છતાં The મુકરરપણાના સવિશેષ અર્થમાં ગમે ત્યાં ગમે તેની આગળ અપવાદ તરીકે વપરાય છે. જેમકે: ચીનની ચા. The tea of China; પૈસાનો લોભ. The **greed** of money. આ વાક્યમાં tea સમુદાયવાચક અને greed ભાવવાચક નામને The આર્ટીકલ ખાસ અપવાદ તરીકે લાગ્યા છે

## The uses of THE in different sentences.

(1) The water of this well is not sweet. આ આ કુવાનું પાણી મીઠું નથી. આજ કુવાનું પાણી (બીજાનું નહિ) અમુક મુકરરપણાનો અર્થ બતાવે છે. (A definite or particular thing is meant.)

(2) The dog is a faithful animal. કુતરો વફાદાર પ્રાણી છે-કુતરાની આખી જાત બતાવે છે. (Shows a whole class of beings)

(3) We should pity **the** blind and **the** lame. આપણે આંધળા અને લંગડાની દયા ખાવી જોઇએ. અહીં The વિશેષણ Blind અને Lame ની અગાઉ વપરાઇને વર્ગસૂચક નામ બનાવે છે. (Shows a whole class of beings Possessing the quality)

(4) **The** Tapti **meets** the Arebian sea **near** **Surat.** સુરતની પાસેના અરબી સમુદ્રને તાપી નદી મળે છે. આ વાક્યમાં The નદીના તથા શહેરના વિશેષ નામને લાગ્યો છે. (અપવાદ તરીકે સાવશેષ અર્થ બતાવે છે.)

(5) Rama is **the** cleverest boy in the class. આખા વર્ગમાં રામ સૌથી હુંશિયાર છોકરો છે. એમાં Superlative degree નાં વિશેષણની પહેલાં **The** વપરાયો છે.

**સૂચના:** (૧) Man અને woman આ બે સામાન્ય નામની પહેલાં જ્યારે આર્ટીકલ નહિ વપરાય ત્યારે તે વર્ગસૂચક નામ બની જાય છે. જેમકે : માણસ માત્ર નાશવંત છે. Man is mortal—મોરટલ).

## આર્ટીકલનું પદચ્છેદ–Parsing of Article

(1) He is **a** man. (2) It is **an** ass. (3) **The** boys play.

**A** = Indefinite article, limiting the noun **man.**

**An** = Indefinitive article, limiting the noun ass.

**The** = Definite article, limiting the noun boys.



## Lesson 15 પાઠ ૧૫ મો

## Assertive & Negative હકાર ને નકાર

હું કેરી ખાઉં છું. I eat a mango. એ હકારવાચક વાક્ય છે. I do not eat a mango. એ નકારવાચક વાક્ય છે. હકારવાચકનું નકારવાચક બતાવવું એ રૂપાંતરને Conversion of sentences (કનવર્સન ઓફ સેન્ટેન્સીઝ) કહે છે.

ગુજરાતીમાં નકારનો અર્થ બતાવવા માટે ના, નહિ, મા, એવા ક્રિયાવિશેષણોનો ઉપયોગ થાય છે. અંગ્રેજીમાં નકારનો અર્થ બતાવવા No અને Not શબ્દ વપરાય છે. આમાં No એ વિશેષણ છે, અને તે કોઈનો સવાલનો જવાબ આપવામાં વાકયની શરૂઆતમાં તેમજ નામની આગળ આવે છે. જેમકે: ના સાહેબ No sir. ત્યાં જગ્યા નથી. There is no room.

Not એ ક્રિયાવિશેષણ Adverb છે અને તે ક્રિયાપદની પછી આવે છે. વળી એની પહેલા to be, to have, to do કોઇપણ સહાયકારક ક્રિયાપદનું રૂપ આવે છે. જેમકે: તે ઘરમાં નથી. He is not at home. મારી પાસે એક પણ પાઈ નથી. I have not a single pie. No નો ગુજરાતી અર્થ ના કે નહિ થાય છે, જ્યારે Notનું ગુજરાતી નથી થાય છે.

જ્યાં વાકયમાં એકજ (મુખ્ય) ક્રિયાપદ હોય છે, ત્યાં Not એની પછી વપરાય છે. જેમકે: I am not a boy. પરંતુ જો વાકયમાં ક્રિયાપદ બેવડું હોય (એટલે મુખ્ય ને સહાયકારક બે ક્રિયાપદો હોય) ત્યારે Not એ બંનેની વચ્ચે મુકાય છે. જેમકે: તે મારી સાથે બોલતો નથી. He does not speak with me. તે હમણા લખતો નથી. He is not writing now.

કોઇ કોઇ જગ્યાએ સવાલવાળાં વાકયનો જવાબ આપવામાં હા વપરાય છે. અંગ્રેજીમાં એનો તરજુમો Yesથી થાય છે. એ વાકયની શરૂઆતમાં વપરાય છે. જેમકે: હા સાહેબ. Yes sir, ના સાહેબ. No sir વગેરે.

Not ની માફક No પણ વાકયની વચ્ચે વપરાય છે. (પણ તે વિશેષણ તરીકેજ) જેમકે: તેની પાસે ચોપડી નથી. He has no book.

---

## Lesson 16 પાઠ ૧૬

## પ્રશ્નાર્થ Interrogative (ઈનટરેગેટીવ)

જો વાક્ય સાદા વર્તમાનકાળનું હોય ને તેનું પ્રશ્નાર્થ બનાવવુ હોય તો કર્તાની આગળ શરૂઆતમાં do, dost કે does આવે છે, અને સાદા ભૂત કાળનું હોય તો did, કે didst આવે છે. જેમકે: તમે જાવ છો. You go. શું તમે જાવ છો? Do you go? તે બોલે છે. He speaks. શું તે બોલે છે? Does he speak? હું આવ્યો. I came. શું હું આવ્યો? Did I come? આજ વાક્યોમાં પ્રશ્નાર્થ અને નકાર સાથે બનાવવા હોય તો do, does કે did ની પછી not આવે છે. જેમકે: તે જતો નથી. He does not go. શું તે જતો નથી? Does he not go? તે ગયો નથી. He did not go. શું તે ગયો નથી? Did he not go?

જો ઉપરના બે કાળ (સાદા વર્તમાન ને સાદા ભૂત) સિવાય બાકીના બીજા સાતે કાળમાંથી કોઇપણ કાળનું વાક્ય હોય—જેમાં ક્રિયાપદ એકવડું નહિ પણ બેવડું આવે છે. (સહાયકારક ને મુખ્ય) તો તેવાં વાકયનો સવાલ બનાવવો હોય ત્યારે બંને ક્રિયાપદની વચ્ચે કર્તાને મુકી દેવો. જેમકે:

(૧) ચાલુ વર્તમાન: He is going–Is he going? (૨) પૂર્ણ વર્તમાન: He has gone–Has he gone? (3) ચાલુ ભૂત: He was playing?–Was he playing? (4) પૂર્ણ ભૂત: He had played–Had he played? (5) સાદો ભવિષ્ય: I shall eat-Shall I eat? (6) ચાલુ ભવિષ્ય:

I shall be eating–Shall I be eating? (7) **પૂર્ણ ભવિષ્ય: I shall have eaten–Shall I have eaten?**

જો પ્રશ્નાર્થ અને નકાર એટલે Interrogative અને Negative (નેગેટીવ) બંને એકી સાથે બનાવવું હોય તો not શબ્દ કર્તાના શબ્દની પછી તરત મુકવો. જેમકે: તે નિશાળે જાય છે. He is going to school. શું તે નિશાળે જાય છે? Is he going to school? તે નિશાળે જતો નથી. He is not going to school. શું તે નિશાળે જતો નથી? Is he not going to school?

ભુત તથા ભવિષ્ય કાળના પ્રશ્નાર્થ ને નકારમાં પણ not આજ પ્રમાણે વપરાય છે. જેમકે તે જતો ન હતો. He was not going. શું તે જતો ન હતો? Was he not going? તે ગયો ન હતો. He had not gone. શું તે ગયો ન હતો? Had he not gone? તે જતો નહિ હશે. He will not be going. શું તે નહિ જતો હશે? Will he not be going? (ચાલુ ભવિષ્યકાળ).

પ્રશ્નાર્થ વાકય બનાવવામાં આ પ્રમાણે સહાયકારક ક્રિયાપદો ઉપરાંત What=શું? Where=કયાં? When=કયારે? How=કેવી રીતે=કેટલું? Why=કેમ? Who=કોણ? Which=કયો? વગેરે શબ્દો પણ વપરાય છે. જેમકે: તે કેમ નિશાળે જતો નથી? Why does he not go to school? તમે તે ચોપડી કયાં મુકી? Where did you put that book? તમે મારી સાથે કેમ આવતા નથી? Why are you not coming with me? તે કોણ છે? Who is he?

## Lesson 17 પાઠ ૧૭

## આજ્ઞાર્થ Imperative (ઇમપરેટીવ)

કોઈ પણ વાક્યને આજ્ઞાર્થ એટલે હુકમ બતાવવાના અર્થમાં મુકવું હોય તો તેનો કાળ ગમે તે હોય તે જોવાની કે જાણવાની જરૂર રહેતી નથી. ફક્ત ક્રિયાપદનું મૂળ રૂપ (To કાઢી નાખીને) વાક્યની શરૂઆતમાં મુકાય છે. ગુજરાતીમાં અવાં વાક્યની શરૂઆતમાં કર્તા હોય છતાં અંગ્રેજીમાં તે omit (ઓમીટ) થાય છે. જેમકે: અંદર આવો. Come in. તેને એક રૂપીઓ આપો. Give him a rupee. તમે અહીંથી બહાર નીકળો. Get out of hear. એમાં છેલ્લા વાકયમાં ગુજરાતીમાં **તમે** કર્તા વપરાયો છે, છતાં અંગ્રેજીમાં you વપરાતો નથી; પણ Get ક્રિયાપદનું parsing કરતી વખતે Subject **you** understood (અન્ડરસ્ટુડ-અધ્યહાર) લખાય છે.

આજ્ઞાર્થ ઉપરાંત વિનંતી, આશિષ વગેરે બતાવવામાં પણ ક્રિયાપદ વાક્યની શરૂઆતમાં આવે છે. જેમકે: દયા કરો. Be merciful; અમારાં પાપને માટે માફ કરો. Forgive for our sins; ઇશ્વર તમારૂં ભલું કરો. May God bless you. સુખી થાવ. Be happy.

**સૂચના:** એ યાદ રહે કે સાદા વર્તમાન અને સાદા ભૂતકાળમાં વાક્યનું પ્રશ્નાર્થ રૂપ થાય ત્યારે મુખ્ય ક્રિયાપદને es, est કે ed કોઈપણ પ્રત્યય લાગ્યા હોય તે તમામ નીકળી જઈ ક્રિયાપદ સાદું મૂળ રૂપમાં વપરાય છે, અને એજ પ્રત્યય શરૂઆતમાં વપરાતા સહાયકારક ક્રિયાપદને લાગે છે. જેમકે: તે જાય છે. He goes. શું તે જાય છે? Does he go? હું ગયો. I went. શું હું ગયો? Did I go? આ વાક્યોમાં goes અને went નું સાદું રૂપ go થઇ જાય છે. જ્યારે do સહાયકારક ક્રિયાપદનું does અને did કાળ પ્રમાણે રૂપાંતર થાય છે.

Affirmative નું Negative કરતી વેળા જો આગળ All શબ્દ હોય તો All not ન વાપરતાં none અથવા no one વાપરવું. જેમકે: All were present–None was present. Imperative નું Negative કરવું હોય તો Do not વાપરવું. જેમકે: ત્યાં જાવ. Go there. ત્યાં જતા નહિ. Do not go there.

---

## Lesson 18 પાઠ ૧૮

## Some Important points & laws in Grammer

## વ્યાકરણમાં કેટલાક મહત્વના નિયમો ને મુદ્દાઓ

(૧) જોઇએ શબ્દ માટે Want અને Should બે અંગ્રેજી છે પરંતુ Want એ મુખ્ય ક્રિયાપદ છે. એ વાક્યમાં એકલું આવી શકે છે. જેમકે: મને પાણી જોઇએ. I want water; જ્યારે Should એ Shall ના ભુતકાળ છે. એ આભારની લાગણી obligation (ઓબ્લીગેશન) બતાવવાને સહાયકારક ક્રિયાપદ તરીકે વાક્યમાં બીજાં ક્રિયાપદની સાથે આવે છે. જેમકે: આપણે આપણી ફરજ બજાવવી જોઇએ. We **should** do our duty.

(૨–અ) Subjunctive mood (સંશયાર્થ) સંશય, શંકા, શરત, ઇચ્છા કે હેતુ બતાવે છે. વાક્યની શરૂઆતમાં Whether, If, Although, Lest, Unless, Perhaps વગેરે શબ્દો વાપરવાથી એ ક્રિયાપદ સંશયાર્થમાં ગણાય છે. જેમકે: કદાચ

તે પોતાનો વિચાર ફેરવે. Perhaps he may change his mind! પરંતુ હાલમાં Modern English માં બધે સંશયાર્થને બદલે નિશ્ચયાર્થ Indicative mood વાપરવાની પ્રથા પડી ગઇ છે. એટલે જો હું ત્યાં હોઉં એને માટે If I be there ને બદલે If I am there વપરાય છે.

(ख) સંશયાર્થમાં તમામ પુરૂષવાચક સર્વનામોની પછી એકવચનમાં ભૂતકાળમાં Was નહિ પણ Were વાપરાય છે. જેમકે: હું હોત If I were; જો તમે હોત If you were વગેરે. પણ હવે તો If ને કાઢી નાખીને Were I; કે Were you વાપરીને પણ વાક્ય બોલાય ને લખાય છે.

(क) આગળ સંશયાર્થ હોય તો ભવિષ્યકાળમાં પાછળ નિશ્ચયાર્થ કદાપી આવે નહિ. જેમકે: હું ધારૂં છું કે હું ગાડી પકડીશ. I hope, I shall catch the train. એમાં Will કદી વપરાય નહિ.

(૩) Shall અને Will ના ભુત કાળનાં રૂપો Should અને would બીજાં ક્રિયાપદોનાં સંશયાર્થ Subjunctive (સબજન્કટીવ) mood બનાવવા માટે વપરાય છે. જેમકે: If he should ask, I shall certainly tell him. If they worked hard, they would succeed.

(૪) જો સામા માણુસની મરજી પૂછવાની હોય તો પહેલા પુરૂષમાં Shall બીજા પુરૂષમાં Will અને ત્રીજા પુરૂષમાં Shall વાપરવું. જેમકે: Shall I see you to-night? Will you get a prize this year? Shall he go there?

(૫) ભવિષ્ય કાળનો અર્થ I am to અને I have to થી પણ ઘણી વાર દર્શાવાય છે. મારે જવું છે, હું જવાનો છું. એમાં ભવિષ્ય કાળનો અર્થ છે, પણ તે સાથે એમાં કંઇક વધુ છે.

I am to go. મારે જવું છે. He is to come. તેને આવવું છે. આમ to be નાં રૂપ સાથે ક્રિયાપદનું સામાન્ય રૂપ infinitive વપરાય ત્યારે તે પોતાની ઇચ્છા, મનસુબો, ઠરાવ કે ધારણા સુચવે છે. જ્યારે I have to go મારે જવાનું છે, He has to come તેને આવવાનું છે. એમાં to have નાં રૂપ ક્રિયાપદનાં સામાન્ય રૂપ સાથે વપરાયા હોઇ એ જરૂરીઆત, ફરજ કે અમુક વ્યક્તિનું દબાણ બતાવે છે. I have to go એટલે મારે જવું પડે છે. (છૂટકો નથી. ન જાઉં તો ન ચાલે) મને કોઇ મોકલે છે, જવાની ફરજ પાડે છે, (મારી મરજી વિરૂદ્ધ) અને I am to go એટલે મારે જવું છે, એટલે જવાની મારી પોતાની ઇચ્છા છે, મારૂં મન છે. Am પોતાની મરજી બતાવે છે, have બીજાની ઇચ્છાને વશ થઇને પરાણેનો અર્થ સૂચવે છે.

(૬) જો વાક્યમાં **જો-તો** આવે તો તેના બે ભાગ પડે છે. ગુજરાતીમાં **તો-વાળા** ભાગમાં જો ભવિષ્યકાળ વપરાયો હોય તો

**જો**-વાળા ભાગમાં પણ ભવિષ્ય કાળજ વપરાય છે. પરંતુ અંગ્રેજીમાં **જો-વાળા ભાગમાં સાદા વર્તમાન કાળ વપરાય છે, ભવિષ્ય** કાળ વપરાતો નથી. જેમકે: જો તમે યત્ન **કરશો** તો **તમે ફાવશો. If** you **try**, you **will succeed.** આ ઉપરાંત **જો-વાળા** ભાગમાં-મુખ્ય વાક્યમાં ભૂતકાળ હોય તો **તો-વાળા** ભાગમાં-પેટા વાક્યમાં Shall ને Will ને બદલે Should ને Would વપરાય છે. જેમકે: જો તે ગુન્હેગાર હોત તો તેને શિક્ષા થાત. If he were guilty, he would be punished.

(૭) જો મુખ્ય (આગલા) વાક્યમાં ક્રિયાપદ ભૂત કાળનું હોય તો પેટા (પાછલા) વાક્યમાં ક્રિયાપદ ભૂત કાળનું જ વપરાય. જેમકે: મેં જોયું કે તમે મારા ઉપર ગુસ્સે છો. I saw that you were angry with me. અમે ધારતા હતા કે તમે આવશો. We thought that you would come.

(૮) પરંતુ જો આવા વાક્યમાં બોલેલા બોલ "ઇન્વરટેડ કોમાઝ"માં મુકી અંગ્રેજીમાં તરજુમો થાય તો ગુજરાતીમાં જે કાળ હોય છે તેજ કાળ કાયમ રહે છે. જેમકે: તેણે કહ્યું કે મને અત્યારે વાંચવું છે. He said, "I want to read now." જો આ ઇન્વરટેડ કોમાઝ કાઢી નાખીને અંગ્રેજી બનાવીએ તો પાછલાં પેટા વાક્યનાં ક્રિયાપદનો ભૂત કાળ થઈ જાય છે, એટલું જ નહિ પણ પહેલા પુરૂષનો ત્રીજો પુરૂષ થઇ જઇ વચ્ચે That આવે છે. જેમકે: He said that he wanted to read at that time.

અથવા જો કોઈ અમુક બાબત ચોક્કસ કહેવાય કે બોલાય, તો (અપવાદ તરીકે) આગલા વાક્યમાં ભૂતકાળ આવ્યા છતાં પાછલા–ઉપવાક્યમાં વર્તમાન કાળ કાયમ રહે છે. (ભૂત કાળ થતો નથી). જેમકે: શિક્ષકે કહ્યું કે પૃથ્વી ગોળ છે. The teacher said that the earth is round. આ વાક્યમાં નિયમ પ્રમાણે Earth was round થવું જોઈએ, કારણ આગલા મુખ્ય વાક્યમાં કહ્યું said ભૂત કાળ છે. પરંતુ પૃથ્વી ગોળ છે, એ વાત ચોક્કસ સત્ય real truth છે, એટલે એમાં વર્તમાન કાળ કાયમ રહે છે. મેં કહ્યું કે ઇશ્વર બધે છે. I told that God is every where.

(૯) જો મુખ્ય વાક્યમાં ક્રિયાપદ વર્તમાન કાળ કે ભવિષ્ય કાળનું હોય તો ઉપવાક્યમાં ક્રિયાપદ ગમે તે કાળનું વાપરી શકાય છે. જેમકે: (૧) હું જાણું છું કે તમે નાખુશ થયા છો. I know that you are displeased. (૨) તે જાણશે કે તમે નાખુશ થયા છે. He will know that you are displeased. (૩) તે જાણે છે કે તમે નાખુશ થશો. He knows that you will be displeased. (૪) આપણે તપાસ કરશું કે આગગાડી મોડી છે કે કેમ ! We shall inquire whether the train was late

(૧૦) જ્યારે એકવચનમાં વપરાયલા બે શબ્દો એકબીજાથી or અથવા nor થી જુદા પડે ત્યારે ક્રિયાપદ એકવચનનું આવે છે. જેમકે :

Neither Rama nor Laxman **was** there; Either the boy or his sister **has** been invited.

(૧૧) Bid, can, dare, do, feel, hear, know, let, make, must, need, see વગેરે ક્રિયાપદો પછી To આવતો નથી. જેમકે: I saw him start; I dare say; Let him go. વગેરે. પરંતુ ભૂતકૃદંત Past Participle પછી To આવ્યેજ omit કરવામાં આવે છે. જેમકે: He was **ordered** to go there.

(૧૨) Like, unlike, nigh, near, next, opposite વગેરે વિશેષણો પછી અંગ્રેજીમાં Objective case આવે છે, અને Preposition અધ્યહાર રહે છે. એવાં વાક્યો ધ્યાનમાં રાખી ત્યાં Preposition મુકી લેવાં. જેમકે: He is like his brother; I sat next him. એ બદલીને He is like (to) his brother; I sat next (to) him. આ પ્રમાણે સમજવા. જેથી brother અને him શબ્દની Objective case કરતાં વિચારવું પડે નહિ.

(૧૩) જો કોઇ એક વસ્તુ ઘણી વ્યક્તિની માલીકીની હોય તો છઠ્ઠી વિભક્તિ Possessive case નો 's છેલ્લા શબ્દને લાગે છે. જેમકે: This is his brother and sister's building...

જો કોઇ વિશેષ નામની ઓળખાણ બતાવતા વધારાના શબ્દો હોય તો 's એના વધારાના છેલ્લા શબ્દને લાગે છે. જેમકે: George the fifth's reign...The qneen of France's dresses...

(૧૪) કેટલીકવાર એક નામ બીજા નામ અથવા સર્વનામની સાથે સંબંધ યા ઓળખાણુ બતાવવામાં વપરાય છે. જેમકે: **Rama,** the husband of Sita, is... એમાં husband નામ એ Rama subject કર્તાનો અર્થ વધારે સારી રીતે ઓળખાવે છે. એજ પ્રમાણે He married Mohini, the lame girl. એ વાક્યમાં girl નામ એ Mohini object કર્મનો અર્થ સારી રીતે બતાવે છે. આવા શબ્દોનું પદચ્છેદ કરતી વખતે In apposition (એપોઝીશન) with the word...(Rama or Mohini) લખાય છે. અને એને કર્તા કે કર્મના શબ્દનીજ જાતિ, વચન અને વિભક્તિ લાગે છે.

(૧૫) Infinitive mood. **ક્રિયાપદના સામાન્ય રૂપમાં** હંમેશાં આગળ To આવે છે, પણ જ્યારે એ સહાયકારક ક્રિયાપદ (ought સિવાય) ની પછી આવે છે, ત્યારે એનો to અધ્યહાર રહે છે. જેમકે: I shall go. I do write.

(૧૬) જ્યારે કોઇ નામ અમુક માપ, વજન અથવા અમુક ચોક્કસ જથો (measure, weight or exact quantity) બતાવે ત્યારે Indefinite article a એવાં નામની આગળ વપરાય છે. અને તેનો અર્થ એક અથવા દરેક (one or each) થાય છે. જેમકે: Five annas a seer. (પાંચ આને એક શેર); A thousand rupees (એક હજાર રૂપીઆ); Two rupees a yard (બે રૂપીએ એક વાર). આ વાક્યોમાં A thousand=one thousand અને

A yard=each yard. વળી such, many અને half શબ્દોની પછી ઇનડેફીનીટ આર્ટીકલ A અથવા An આવે છે. જેમકે: such a book, many a man; half an apple.

(૧૭) (1) Shivaji was a great King. (2) He became a writer. (3) They seemed monkeys. આ વાક્યોમાં Shivaji અને King; He અને Writer; તેમજ They અને Monkeys નામો એમની આગળ નામ કે સર્વનામનાજ અર્થમાં આવેલા છે. એટલે એમનું પદચ્છેદ કરતી વખતે Shivaji...nominative case...subject to the verb was; જ્યારે King Nominative case, subject after the verb was. એમ લખવું.

(૧૮) જ્યારે કોઈ બે શબ્દો As well as અથવા With થી જોડાય ત્યારે એ બેમાંનો પહેલો શબ્દ એકવચનમાં (બીજો બહુવચનમાં હોય તો વાંધો નહિ) હોય તો ક્રિયાપદ એકવચનનું વપરાય છે. જેમકે: Jayant as well as his brother is rich; I together with some friends live in this room.



# PART III ભાગ ત્રીજો

## Lesson 1 પાઠ ૧

### Capital letters ( કેપીટલ લેટર્સ ) મોટા અક્ષરો

(1) અંગ્રેજીમાં દરેક વાક્યની શરૂઆતના શબ્દનો પહેલો અક્ષર કેપીટલ લખાય છે. જેમકે: Rama goes. ( It is used to begin a sentence )

(2) વાક્યની શરૂઆતમાં કે વચ્ચે ગમે ત્યાં જેટલા વિશેષ નામ Proper nouns આવે તે દરેકનો પહેલો અક્ષર capital લખાય છે. જેમકે: My friend Jayantilal went to Bombay. ( It is used to begin a proper noun. )

(3) માનવંતા ખીતાબો તેમજ ડીગ્રીઓનો પહેલો અક્ષર capital આવે છે. જેમકે: Rao saheb (રાવસાહેબ), Khan saheb (ખાન-સાહેબ), Sir (સર), Justice (જસ્ટીસ), Mayer (મેયર), Honourable (ઓનરેબલ), Knight (નાઈટ), Lord (લોર્ડ), Majesty (મેજેસ્ટી), વગેરે. (It is used to begin a title)

(4) ઇશ્વર તથા તેને માટે વપરાતા સર્વનામો. જેવાં કે: God (ગૉડ), His grace (હીઝ ગ્રેઇસ) તેની દયા, Almighty (ઓલમાઇટ) સર્વ શક્તિમાન, વગેરે. ( It is used to begin the names of God and pronouns standing for His name.)

# Lesson 19 પાઠ ૧૯

## Abbreviations (એબ્રીવીએશન્સ) ટુંકા રૂપ

A. B. P. (Archbishop આર્કબીશપ) ધર્મગુરૂ, પાદરી.

A/c. (Account એકાઉન્ટ Acct.) હીસાબ.

A. D. (Anno Domini) In the year of our Lord ઇ. સ.

A. D. C. (Aide-de-campe એડ્-ડી-કાન્ગ) નકીબ, મુસાહિબ.

Adm. (Admiral એડમીરલ) દરિયાઇ સેનાપતિ.

Admr. (Administer) પ્રધાન, કારભારી.

Adv. (Adverb એડવર્બ) ક્રિયાવિશેષણ અવ્યય; (Advocate એડવૉકેટ) વકીલ.

A. G. (Atterney general એટર્ની જનરલ) મુખ્ય વકીલ; (accountant એકાઉન્ટન્ટ general) હીસાબ ખાતાનો ઉપરી.

A. M. (Ante Meridiem એન્ટી મેરીડીઅમ) before noon. રાતના બારથી બપોરના બાર વાગ્યા સુધીનો સમય.

Amt. (Amount એમાઉન્ટ) વ્યાજમુદ્દલ, રકમ.

Anon. (Anonymous એનોનીમસ) નનામું.

App. (Appendix) પૂરવણી—પાછળથી કરેલો વધારો.

A. S. (Anglo Sexon એન્ગ્લો સેકસન) મનુષ્યની એક જાત.

Asst. (Assistant એસીસ્ટન્ટ) મદદનીશ.

Atty. Attorney (એટર્ની) વકીલ—પ્રતિનિધિ.

B (Born બોર્ન) જન્મેલો; (Baron બેરન) ઉમરાવ.

B. A. (Bochelor of arts બેચલર ઓફ આર્ટસ) ગ્રેજ્યુએટ.
B. Ag. (Bachelor of Agriculture એગ્રીકલ્ચર) ખેતીવાડી
B. C. (Before christ ક્રાઇસ્ટ) ઈ. સ. પૂર્વે, [ખાતાનો ગ્રેજ્યુએટ.
B. Com. (Bachelor of Commerce કોમર્સ) વેપારનો ગ્રેજ્યુએટ.
B. E. (Bachelor of Engineering એન્જીનીયરીંગ) યંત્રનો
B. Sc. (બેચલર ઓફ સાયન્સ) વિજ્ઞાનનો ગ્રેજ્યુએટ. [ગ્રેજ્યુએટ.
B. L. (Bachelor of Laws લૉઝ) કાયદાનો ગ્રેજ્યુએટ–વકીલ.
B. M. (Bachelor of Medicine મેડીસીન) વૈદ વિદ્યાનો ગ્રેજ્યુએટ
Bal. (Balance બેલેન્સ)—સીલ્લક, પુરાંત (ત્રાજવું-સમાનતા).
Bart. (Baronet બેરોનેટ) ઉમરાવ (ખિતાબ છે.)
B. th. (Bachelor of Theology થીઓલોજી) દેવવિદ્યાનો ગ્રેજ્યુએટ
Biog. (Boigraphical બાયોગ્રાફીકલ) જન્મવૃત્તાંત સંબંધી.
Bk. (Bank બેન્ક) સરાફી પેઢી; Bp. (બીશપ) પાદરી.
B. S. (Bachelor in surgery સર્જરી) વાઢકાપનો ડૉક્ટર.
Bros. (Brothers) ભાઇઓના નામની ભેગી પેઢી.
C. A. (Chartered ચાર્ટર્ડ accountant) સનંદી કારકુન.
C. E (Civil Engineer) સીવીલ એન્જીનીયર.
Cal. (Calender કેલેન્ડર) પંચાંગ-બાર મહીનાનું.
Cantab. (of Cambridge University કેમ્બ્રીજ યુનીવર્સીટી).
Capt. (Captain કેપ્ટન) વડો–મુખ્ય સરદાર.
Cent. (લેટીન છે. L. Centurn) One hundred સો.
Centy. (Century સેન્ચુરી) સૈકો–સો વર્ષ.
Ch. (Chap=Chapter ચેપ્ટર) પ્રકરણ.

C/o (Care of) ને ત્યાં; C. H. (Cort house) કચેરી.
Co. (Company કંપની); C. G. (Custom house)જગાતીથાણું.
Col. (Colonel કર્નલ) ફોજી સરદાર; (Column કોલમ).
C. I. E. (Companion of Indian Empire કંપેનીયન ઓફ ઈંડીયન એમ્પાયર) ખિતાબ છે.

Chem. (Chemistry કેમીસ્ટ્રી) રસાયણ શાસ્ત્ર.
Civ. Pro. ( Civil procedure પ્રોસીજર ) દીવાની વહીવટ.
Crim. Pro. (Criminal ક્રીમીનલ procedure) ફોજદારી વહીવટ.
C. J. (Chief Justice ચીફ જસ્ટીસ મુખ્ય ન્યાયાધીશ
Cl. (Clerk ક્લાર્ક) કારકુન; (Clergyman કલર્જીમેન) પાદરી.
Coll. (College કૉલેજ); (Collector કલેક્ટર).
Com. (Commissioner) કમીશ્નર; Con. (Congress કોંગ્રેસ).
Conj. (Conjunction કંજકશન) ઉભયાન્વયી અવ્યય.
C. S. (Court of session કોર્ટ ઓફ સેસન) ઉપલી અદાલત.
C. T. (Certified Teacher સર્ટીફાઈડ ટીચર) સનંદી શિક્ષક.
Curt. (Current કરન્ટ) ચાલુ; Cr. (Creditor ક્રેડીટર)લેણદાર.
Cwt. (A hundred weight હન્ડ્રેડ વેઇટ) હંડ્રેવેટ.
D. (Penny પેની) પેન્સ; Dec. (December) ડીસેંબર.
Dd. (Dated ડેઇટેડ) તારીખનો; Dist. (District ડીસ્ટ્રીક્ટ) જીલ્લો
Dept. (Department ડીપાર્ટમેન્ટ) ખાતું;Dy. (Deputy)ડેપ્યુટી.
Div. (Division ડીવીઝન) ભાગ; Dividend ( ડીવીડન્ડ ) હીસ્સો.
D. L. O. (Dead letter office ડેડ લેટર ઓફીસ) નકામા ને નનામા કાગળોનો નીકાલ કરનારૂં ખાતું.

**D. P.** (Doctor of Philosophy ફીલોસોફી)તત્વજ્ઞાનનો અભ્યાસી.
Dr. (Doctor) ડૉક્ટર; Debtor (ડેટર) દેવાદાર.
Ed. ( Edition એડીશન) આવૃત્તિ; Editor (એડીટર) તંત્રી.
Educ. ( Educational એડ્યુકેશનલ ) શિક્ષણ સંબંધી.
E. G. (For instanse ઇન્સ્ટન્સ; As for example એકઝા-
મ્પલ) દાખલા તરીકે. ( Exampli gretia )
Esq. (Esquire એસ્કવાયર) માનાર્થે; &c. (and so on) એ પ્રમાણે.
Etc. (Et cetra એટ સેટરા) વગેરે વગેરે.
Elec–Elcy (Electricity ઇલેક્ટ્રીસીટી) વીજળી.
Eng. (English, England); Engr. (Engineer) એન્જીનીયર
E. & O. E. (Errors and omissions excepted એરર્સ
એન્ડ ઓમીસન્સ એક્સેપ્ટેડ ) ભુલચૂક લેવી દેવી.
Eq. (Equal ઇક્વલ); Equivalent ( ઇક્વીવેલન્ટ ) સમાન.
F. M. (Field marshal (ફીલ્ડ માર્શલ) યુદ્ધ–સેનાપતિ.
F. R. S. (Fellow of the Royal society); F. R.
S. L. (fellow of the Royal society of Litera-
ture લીટરેચર); F. R. C. S. (fellow of the Royal
college of surgeons સર્જન્સ) ડૉક્ટરની મોટામાં મોટી ડીગ્રી.
Govem (Governor)ગવર્નર;Govt. (Government) ગવર્નમેન્ટ.
G. C. I. E, (Knight grand cross of the Indian
Empire); G. M. I. E. (Grand master of the
Indian Empire); G. M. S. I. (Grand master
of the star of India). બધા રાજવંશી ખિતાબો છે.

**H.** C. (House of commons) (હાઉસ ઓફ કોમન્સ)
**H.** E. (His or her excellency એકસેલન્સી) માનાર્થે.
**H.** H. (His or her highness હાઇનેસ) માનાર્થે
**H.** I. (His or her Imperial ઇમ્પીરીઅલ highness) માનાર્થે
**H.** M. (His or her Majesty મેજેસ્ટી) નામદાર સરકાર.
**H.** R. H. (His Royal highness) હીઝ રોયલ હાઇનેસ.
**H.** E. H. (His exalted એક્ઝોલ્ટેડ highness).
**Hon.** (Hon'ble-Honourable ઓનરેબલ) માનવંતા
**H.** M. S. (His Majesty's Service) સરકારી કામ બાબત.
**I.** C. S. (Indian civil service) હીંદી સનંદી નોકરી.
**I.** E. (Id est; that is) એટલે કે; અર્થાત્
**Ind.** (India) હિંદુસ્તાન Id (Idem) The same.
**I.** M. S. (Indian Medical મેડીકલ Servant.)
**Inst.** (Instant) In the current month ચાલુ માસ.
**I.** O. U. (I owe you) acknowledgement of a debt.
દેવાનો સ્વીકાર કરતી રસીદ લેણદારને લખી આપવી તે.

**I.** P. C. (Indian Penal Code ઇંડીયન પીનલ કોડ)
**Ins.** (Inspector) ઇન્સપેક્ટર. [હિંદુસ્તાનની કાયદા પોથી.
**J.** P. (Justice of the peace પીસ) ખિતાબ છે.
**Jr.** (Junior જ્યુનીર) નીચા દરજ્જાનો; £. (Pound) પાઉન્ડ.
**K.** C. S. I. (Knight commander of the star of India)

K. G. C. (Knight of the grand cross).
Kt-Knt. (Knight); Lb. (Pound) પાઉન્ડ–રતલ.
L A. (Legislative Assembly લેજીસ્લેટીવ એસેમ્બલી)
Lieut-lt. (Lieutenant) લેફ્ટેનન્ટ [કાયદો બાંધનારી ધારાસભા.
L L. B. (Bachelor of Laws) વકીલ.
L C. J. (Lord chief justice) મુખ્ય ન્યાયાધીશ.
L J. C. (Lord Jesus જીસસ Christ) પ્રભુ ખ્રીસ્ત.
L. M. & S. (Licentiate of medicine & surgery)
 લાયસેન્શીએટ ઓફ મેડીસીન એન્ડ સર્જરી–સનંદી ડૉક્ટર.
L. R. C. P. (Licentiate of the Royal college કૉલેજ
 of Physicians ફીઝીસીયન્સ).
M. A. (Master of arts); M. B. (Bachelor of medicine)
Maj (Major) મેજર; M. D. (Doctor of medicine)
Mech. (Mechanics મીકેનીક્સ); Med. (Medicine) દવા.
Memo. (Memorandum મેમોરેન્ડમ) યાદી, ટીપ્પણુ, નોંધ.
M. L. A. (Member of the Legislative Assembly)
 મેમ્બર ઓફ ધી લેજીસ્લેટીવ એસેમ્બલી.) ધારાસભાનો સભ્ય.
M. L. C. (Member of the Legislative council
 કાઉન્સીલ) વડી ધારાસભાનો સભ્ય.
M. P. (Member of the Parliament) પાર્લામેન્ટનો સભ્ય.
M. R. A. S. (Member of the Royal Asiatic society)

M. R.C.S. (Member of the Royal College of Surgeons)

Ms. (Manuscript મેન્યુસ્ક્રીપ્ટ) હાથનું લખેલું પુસ્તક.

N. P. (Notary નોટરી Public) સોલીસીટર.

N. B. (Nota Bene નોટા બેન) make well take notice નોંધ.

O. H. M. S. (On His Majesty's Service) સરકારી [કામને અંગે.

No. (Number) સંખ્યા.

Oxon. (of the Oxford University); oz. (Ounce) ઔંસ.

Per. (By) વડે, ની ઉપર, દર. (Per ani nm, Per month)

Per Cent. (Per Centum) By the hundred. દર સેંકડે

P. B. (Bachelor of philosophy) તત્વજ્ઞાન વિશારદ.

P. C. (Privy council) વરિષ્ઠ અદાલત; Post card પોષ્ટ કાર્ડ.

Ph. D. (Doctor of Philosophy) ડૉક્ટર ઓફ ફીલોસોફી.

P. O. (Post office-Postal order) પોષ્ટલ ઓર્ડર.

P. M. (Post meridiem પોષ્ટ મેરીડીઅમ) afternoon બપોરના

Prof. (pro fessor) પ્રોફેસર. [એકથી રાતના બાર વાગ્યા સુધીનો સમય.

P. M. G. (Post master General).

P/n. (Promissory Note) પ્રોમીસરી નોટ; PP. (Pages) પાનાં.

Prox (Proximo પ્રોક્સીમો) In the coming month

P. S. (Post script) પોષ્ટ સ્ક્રીપ્ટ. [આવતા માસમાં.

P. T. O. (Please turn over) કૃપા કરી પાછળ ફેરવો.

P. W. D. (Public works department) જાહેર બાંધકામ ખાતું.
Revd. (Reverend રેવરન્ડ) પૂજ્ય.
R. A. (Royal Academy એકેડેમી) રાજવંશી પાઠશાળા.
Ry. (Railway રેલ્વે); Regd. (Registered રજીસ્ટર્ડ)
R. M. (Royal mail); Rt. Hon. (Right honourable)
Sec. (section સેક્શન); વિભાગ: Sq. square સ્કવેર) ચોરસ
Secry. (Secretary સેક્રેટરી) મંત્રી.
Supt. (Superintendent સુપ્રીન્ટેન્ડેન્ટ); St. (saint)
U. P. (United provinces યુનાઇટેડ પ્રોવીન્સીઝ)
U. S. A (United states of America) અમેરીકા.
Ult. (Ultimo અલ્ટીમો) last month ગયો મહિનો.
Via. (વાયા By the way) થઇને; Vig. (namely) એટલે કે
Vols. (Volumes વોલ્યુમ્સ) ગ્રંથો; Wt. (weight) વજન.
Xmas. (Christmas ક્રીસ્ટમસ) નાતાલ
&c. (and so forth) અને એ પ્રમાણે.



# Lesson 20 પાઠ ૨૦ મો

## Difficult Uses of Some Important Words

## અમુક અગત્યના શબ્દોના ભિન્નભિન્ન ઉપયોગો !

ગુજરાતી ભાષામાં લગભગ એક સરખા મળતા આવતા અર્થવાળા કેટલાક શબ્દો અંગ્રેજી વાક્યોમાં જુદીજુદી રીતે વપરાય છે. એમાંના થોડાક નમુના ટુંકાણમાં આ પાઠમાં નીચે આપવામાં આવ્યા છે.

{ ડુબવું Drown...(For living beings) જીવવાળાં પ્રાણી માટે.
{ બુડવું Sink ...(inanimate objects) નિર્જીવ–જડ વસ્તુ માટે.

{ નોંધાવવું To **enrol** (એનરોલ) names; To **register** (રજીસ્ટર) votes; To **record** (રેકોર્ડ) documents(ડૉક્યુમેન્ટસ)

{ એકઠું કરવું To **muster** (મસ્ટર) soldiers; To **collect** money, To **assemble** (એસેમ્બલ) the people.

{ માફ કરવું To **forgive** an injury; To **pardon** an offence; To **excuse** a fault; To **cancel** a debt.

{ મદદ કરવી To **help** in work; To **assist** (એસીસ્ટ) in study; To **aid** (એઇડ) in difficulty.

{ દેવું–રજા આપવી To **grant** a request; To **permit** for anything; To **give** for something; To **allow** an indulgence (ઇનડલજેન્સ)

{ ઉપકાર કરવો To **bestow** (બીસ્ટો) alms or praise; To **afford** relief; To **confer** a favour; To **concede** a **privilege** (પ્રીવીલેજ)

{ વર્ણન કરવું To **relate** an incident; To **narrate** an adventure; To **describe** a sence; To **recite** a tale or passage; To **repeat** a statement.

નમુનો-નકલ **A copy** of a writing; **A model** of a machine. **A pattern** of a carpet; **A specimen** of drawing; **A sample** of grain

હરીફાઇ **Emulation** (એમ્યુલેશન) in duty; **Competition** for a prize; **Rivalry** for selfish purpose.

કામ **Work** is a common duty; **Labour** is often hard; **Toil** is painful and **wearisome**. (વીઅરીસમ)

બચવું **Kept** from danger; **saved** from destruction; **preserved** from injury; **delivered** from evil.

રાજીખુશીથી **Willingly** came (being asked); **Voluntarily** (વોલન્ટરીલી) offered. (without being asked)

સુંદર **A pretty** cottage; **A handsome** house; a **splendid** mansion; a **magnificent** palace.

અશક્ય-અસંભવ. **Absurd** (એબ્સર્ડ) = against the common sense; **Impossible** = against the laws of nature; **Impracticable** (ઇમ્પ્રેક્ટીકબલ) = what cannot be done by any means.

વખાણ કરવા **Admire** (refers to feeling) for natural qualities; **praise** for good actionse (deds.)

હવા **Air** that which we breath; **Wind** (પવન) is the name given to air in motion (મોશન) ફેલાતી કે વાતી હોય તે હવાને પવન કહે છે.

જૂનું **Ancient**=(History-people) opposed to modern **old** (book-house)=not new, not fresh.

વેર લેવું **Avenge** કોઇ બીજાની ઉપર વીતેલા દુઃખનો બદલો લેવો; **Revenge** પોતાની જાત પર ગુજરેલા સીતમનો બદલો લેવો.

ભૂલ **Fault** બોલવાની કે કહેવાની પદ્ધતિમાં ફેર હોય તો; **Error** is human. સત્યથી વેગળું બની જાય, જેમકે: Error of the press; **Mistake** એકને બદલે સ્પેલીંગમાં બીજો અક્ષર લખી નખાય; **Blunder** અજાણતા–મૂર્ખાઈથી થતી ભયાનક ભૂલ.

ભાર **Burden** ફરજિયાત મને કે તમને ઉપાડવો પડતો આર્થીક કે સાંસારીક બોજો; **Load** ઈચ્છાથી, મજુરી લઈને ઉંચકવું પડતું વજન. **Weight** (વેઈટ) વજનના અર્થમાં માલ કાંટામાં તોળીએ કે ત્રાજવે જોખીએ તે!

ઠંડું **Cool** સામાન્ય સહન થઈ શકે એવી ઠંડક; **cold** સહન ન થાય એવી વધારે પડતી ઠંડી; (એજ પ્રમાણે ગરમ **warm** ઉનના ગરમ કપડાથી લાગે તે; **Hot** તાપ કે દેવતાથી તપે તે; **heat** સખત ઉકળાટ હોય તે!)

રક્ષણ કરવું **Protect** (પ્રોટેક્ટ) આવી પડનાર ભવિષ્યની આપત્તિમાંથી બચાવ કરવો; **Defend** (ડીફેન્ડ) અત્યારની ચાલુ વર્તમાન પરિસ્થિતિમાંથી રક્ષણ કરવું.

માફી માગવી **Excuse** નાની નજીવી ભૂલ માટે; માફી આપવી - મળવી, **Pardon** મોટી ભૂલ ને ગુન્હાઓ માટે (આપણી બરોબરીઓ અથવા ઉપરી માફ કરે તે); **Forgive** માફ કરવું; (આપણો પોતાનો અંગત અપરાધ કીધો હોય ત્યારે.)

બક્ષીસ **Gift** ઉપરી અમલદાર કે વડીલ તરફથી હાથ નીચેના નાના માણસને મળે તે. **Present** બરોબરીઆ સ્નેહી અગર હાથ નીચેના–ઉતરતા માણસ તરફથી મળે તે ભેટ; **Grant** સામાન્ય રીતે કાયદેસર ઠરાવ્યા મુજબ વધારો મળે તે.

મુકવું **Put** ગમે તે વસ્તુ ગમે તે જગ્યાએ ગમે તે રીતે મુકવી; **Place** કોઈ વસ્તુ કોઇ ખાસ જગાએ અમુક પદ્ધતિસર ગોઠવવી.

મારી નાખવું **Kill** અકસ્માત રીતે છુંદવું અથવા પોતાનો અંગત બચાવ કરતા ખૂન કરવું; **Murder** (મરડર) ઇરાદાપૂર્વક અંગત દ્વેષથી ખૂન કરવું.

## Lesson 21 પાઠ ૨૧ મો

## Wrong & right sentences ખોટાં ને ખરાં વાક્યો

| Wrong | Right |
|---|---|
| They showed favour upon me. | They showed me favour. |
| Tell him on his mouth | Tell him to his face. |
| Such a boy like him... | A boy like him; such a boy as he; |
| One of the boys are... | One of the boys is... |
| He is suffering from fever Monday Evening. | He has been suffering by fever since Monday morning. |
| Put as much books as will contain in the cupboard. | Put as many books in the cupboard as it will contain. |
| Kindly sign on this cheque. | Kindly sign this cheque. |
| He assisted me to carry it. | He assited me in carrying it. |
| This is my shop's photo. | This is the photo of my shop. |
| He is sick from yesterday. | He has been ill since yesterday. |
| Tell me, where is my brother ? | Tell me where my brother is. |
| Compare my book with yours. | Compare my book to yours. |

| | |
|---|---|
| He has ordered for six books. | He has ordered six books. |
| King Richard lion-hearted... | Kind Richard, the lion-hearted... |
| The body-guards protect the king by the day as well by the night. | The body-guards protect the king by day as well as by night. |
| Mother has completed it yesterday | Mother completed it yesterday. |
| Wait there as long as I come back. | Wait there till I come back. |
| They are my family-members. | They are the members of my family. |
| Owing to earthquake famine & others | Owing to earthquake, famine etc. |
| We can not tell a lie. | We cannot tell a lie. |
| We have not met each other since a long time... | We have not met each other for a long time. |
| One must keep his word... | One must keep one's word. |
| Please enquire and inform it to me. | Please enqnire and inform me of it. |
| This is one of the best school. | This is one of the best schools. |
| He is absent from office since twenty days. | He has been absent from office for twenty days. |
| The master was angry upon him. | The master was angry with him. |
| He wrote a chit upon my teacher. | He wrote a chit to my teacher. |
| We are very much sorry for him. | We are very sorry for him. |

| | |
|---|---|
| The old man had very few money. | The old man had (little) money. |
| He has at least five lacs rupees. | He has at least five lacs of rupees. |
| Two lbs. will contain in this bottle. | This bottle will contain two lbs. |
| A new pair of shoes. | A pair of new shoes. |
| The begger was beging in the street | The begger was begging in the street. |
| This is a washing & dying company. | This is a washing & dying Co. |
| Don't persue me. | Do not pursue me. |
| Is he your office-clark ? | Is he your office-clerk ? |
| Mohan passed in the matric. exam. | Mohan passed the Matric. Exam. |
| Why did he say me rogue. | Why did he call me a rogue ? |
| My principal is M. A. | My principal is an M. A. (a B. A.) |
| Being failed in the examination... | Having failed the examination... |
| It is certainly impossible. | It is absolutely impossible. |
| Never play with cards. | Never play at cards. |
| Do not treat with him so roughly. | Do not treat him so roughly. |
| You have right to discuss on the point. | You have a right to discuss the point. |
| You should not doubt in my honesty | You should not doubt my honesty. |
| One day you will repent it. | One day you will repent of it. |

| | |
|---|---|
| Send my book with your servent. | Send my book by your servant. |
| I and he went to see Cinema. | He and I went to see Cinema. |
| Five and a quarter annas. | Five annas and a quarter. |
| You must pay for your bill. | You must pay your bill. |
| Why do you fear from him ? | Why do you fear him ? |
| They asked for informations. | They asked for information. |
| He gave me some good advices. | He gave me some good advice. |
| Do not take him at his words. | Do not take him at his word. |
| He removed all the furnitures. | He removed all the furniture. |
| Ships after ships were sunkened. | Ship after ship was sunkened. |
| The Magistrate passed the order... | The Magistrate passed orders... |
| Ganges is a famous river in India. | The Ganges is a famous river... |
| Motor-car is very useful. | The Motor car is very useful. |
| Tell him to take a great care of... | Tell him to take great care of... |
| He wants more than rupee. | He wants more than a rupee. |
| I am the member of the Jolly Club. | I am a member of the Jolly Club. |
| This is a book I bought yesterday. | This is the book I bought yesterday. |
| I don't know nothing about it. | I know nothing about it. |

| | |
|---|---|
| He is one of the cleverest boys who have... | He is one of the cleaverest boys who has... |
| I have much pleasure to accept... | I have much pleasure in accepting... |
| My brother insisted me to go... | My brother insisted on my going... |
| I have determined for going to Surat | I have determined to go to Surat |
| She is anxious for seeing you. | She is anxious to see you. |
| This is the first time I am seeing Surat. | This is the first time I have seen The Surat. |
| He was serving here for the last three years | He has been serving here for the last three years. |
| He told me that I will come. | He told me that he would come. |
| Can I go with you ? | May I go with you ? |
| I am called as "Pushpa" | I am called "Pushpa" |
| Between you and I... | Between you and me... |
| Boys, you must love each other. | Boys, you must love one another. |
| Both of them are different from one other. | Both of them are different from each other. |
| He is a best men. | He is a very good man. |

| | |
|---|---|
| This quality is superior than that. | This quality is superior to that. |
| This case is defferent than (to) that. | This case is different from that. |
| Many soldiers were killed out by... | Many soldiers were killed oft by... |
| He picked up some roses from... | He Picked some roses from .. |
| He was thrown in the dungeon. | He was thrown into the dungeon |
| Translate the following passage in English. | Translate the following passage into English. |
| I am sorry to hear the death of your son. | I am sorry to hear of the death of your son |
| They have been here since five years. | They have been here for five years. |
| He was honoured that he had passed... | He was honoured because he had passed... |
| It is very late and so I Must go... | It is very late so I must go now. |
| There are five hundred fourty rupees... | There are five hundred and fourty rupees. |
| I do not know what is he speaking. | I do not know what he is speaking |
| You both go there at once. | Both of you should go there at once. |

## Lesson 22 પાઠ ૨૨

## Fractions (ફ્રેક્શન્સ) અપૂર્ણાંક ભાગો

એકવડું single (સીન્ગલ); બેવડું Double (ડબલ) અથવા two fold (ટુ ફોલ્ડ); ત્રણગણું Three fold (થ્રી ફોલ્ડ); સાતગણું seven fold (સેવન ફોલ્ડ) વગેરે વિશેષણો Multiplicative (મલ્ટીપ્લીકેટીવ) adjectives છે. જેટલા ગણું કરવું હોય તે અંગ્રેજી સંખ્યાના આંકડા સાથે fold લગાડવાથી એ બને છે. એની પછી કદાપી Than આવતો નથી. કોઈ કોઇ વાર Fold ને બદલે Times શબ્દ પણ વપરાય છે. જેમકે: તમારી દુકાન તેના કરતાં દશગણી મોટી છે. Your shop is **ten times** as big as his.

એક આખી વસ્તુનો અમુક અપૂર્ણાંક ભાગ લઇએ તેને fraction કહે છે. જેમકે પા, અડધું, પોણું વગેરે. પાને અંગ્રેજીમાં Quarter (ક્વોર્ટર) એટલે ચોથો ભાગ; અડધાને Half (હાફ) એટલે બીજો ભાગ ને પોણાને Three fourth (થ્રી ફોર્થ) કહે છે.

(1) બે વાગ્યા છે. It has struck two. (2) બે વાગે છે. It is striking two. (3) બે વાગે. At two o' clock. લખાય ને બોલાય છે. કોઇ વળી બે વાગ્યા છે. એ વાક્યને It is two એમ પણ બોલે છે. બેને દશ (મીનીટ) two ten; ચાર ને પચીસ Four twenty five. એમ અંગ્રેજીમાં વખત બોલાય છે. કલાક ને મીનીટની વચ્ચે And મુકાતો નથી, તેમ કલાક ને મીનીટ શબ્દ પણ બોલાતો કે લખાતો નથી. એ સમજી લેવાના હોય છે. મોટે ભાગે ઘડિયાળના વખત માટે It નો ઉપયોગ વધુ પડતો થાય છે. બે

ને વીસ (મીનીટ) થઇ છે. એમ કહેવું હોય તો Two twenty (ટુ ટવેન્ટી) કહેવા કરતાં It is two twenty. એમ વિશેષ બોલાય છે.

પણ જ્યારે આખા કલાક સાથે મીનીટ નહિ પણ પા, અડધા કે પોણા જેવા fraction એટલે ભાગ જોડવાના હોય છે, ત્યારે અંગ્રેજીમાં ક્યાં તો fifteen, thirty કે fourty five minutes કલાકની સાથે બોલાય છે, ક્યાં તો પછી નીચે પ્રમાણે બોલાય છે.

(1) સવા Quarter past one (ક્વૉર્ટર પાસ્ટ વન)
(2) દોઢ Half past one (હાફ પાસ્ટ વન)
(3) પોણા બે Quarter to two (ક્વૉર્ટર ટુ ટુ)

Past નો અર્થ પસાર થયો એમ થાય છે. જ્યારે to નો અર્થ ઓછો-કમ થાય છે. Quarter to two એટલે બેમાં પા (કલાક) ઓછો=પોણા બે.

સવાને one fifteen; દોઢને one thirty અને પોણા બેને Fifteen minutes to two એમ પણ બોલી શકાય છે. જેટલા કલાકમાં જેટલી મીનીટ બાકી હોય તેટલી મીનીટની પછી to મુકીને પછી કલાક બોલાય છે. જેમકે: પાંચમાં બાર કમ=Twelve minutes to five અથવા twelve to five. (મીનીટસ શબ્દ અધ્યાહાર પણ રહી શકે છે).

એજ પ્રમાણે ચાર ને સાત મીનીટ ઉપર થઇ એમ કહેવું હોય તો seven minutes past four કહેવાય છે. ટુંકાણમાં વધારેનો અર્થ બતાવવા Past અને ઓછાનો અર્થ બતાવવા To આવે છે.

વળી રાતના બારથી બપોરના બાર વાગ્યા સુધીનો **સમય** લખતી વેળા **A. M.** આગળ મુકાય છે, અને બપોરના બારથી રાતના બાર વાગ્યા સુધીના સમયની સાથે **P. M.** લખાય છે. A. M. નો અર્થ Ante meridiem=before mid-day અને P. M. નો અર્થ Past meridiem=after mid-day થાય છે.

એટલું યાદ રાખવું કે આખા કલાક સિવાય Strike કે o' clock વપરાતું નથી, તેમ *Past શબ્દ વધારેના અર્થમાં ઘડિયાળના વખત સિવાય બીજી કોઇ જગાએ વાક્યમાં વપરાતો નથી. સાડાપાંચ રૂપીઆ Half past five rupees. એમ કદી બોલાય નહિ, પરંતુ Five and a half બોલાય છે. પરંતુ સાડાપાંચ વાગ્યા છે. It is half past five એમ બોલાય. એની પછી o' clock કદી પણ આવે નહિ. It is half past five o'clock એ વાક્ય સદંતર ખોટું છે.

પા રૂપીઓ A quarter rupee, અડધો રૂપીઓ Half a rupee, સાડા ચાર રૂપીઆ four and a half, સવા ત્રણ રૂપીઆ Three and a quarter. પોણા છ રૂપીઆ Five twelve અથવા Five rupees twelve annas વગેરે બોલાય છે.

(1) હું આજે સવારે ૭ ને પાંચે ઉઠ્યો. I got up at 6–5 A. M. to-day (એમાં સવારનું અંગ્રેજી morning લખવું પડતું નથી.) (2) રાતે નવ વાગે મને મળજો. See me at 9 P. M. (એમાં રાતનું અંગ્રેજી night લખવું પડતું નથી.) (3) તે ૧૧ થી

---

* વ્યાકરણમાં Past શબ્દ Preposition થાય છે.

પ નોકરી કરે છે. He serves from 11 A. M. to 5 P. M. (4) હું સાડા દશે પાછો ફરીશ. I will come back at 10-30. (or half past ten)

આ ઉપરાંત કોઇ કોઇ વાર બમણો-બમણું વગેરે અર્થ દર્શાવવા Again નો ઉપયોગ થાય છે. એવે વખતે બે As...As ની વચ્ચે Again મુકીને તેની પહેલાં જો Common noun હોય અને સંખ્યા બતાવાતી હોય તો many શબ્દ મુકવો. અને જો Abstract અથવા Collective noun હોય તો Again ની પૂર્વે much વાપરવો. જેમકે: (1) તમારા કરતાં મારી પાસે બમણી ચોપડીઓ છે. I have as many books again as you have; અથવા I have twice as many books as you have. (2) આ વાસણમાં પેલાં પ્યાલા કરતા બમણું પાણી માય છે. This pot contains as much water again as that cup does.*

વળી જ્યાં સવાગણો કે દોઢગણો શબ્દનો અર્થ પચીસ ટકા કે પચાસ ટકા વધારે એમ કરવો હોય ત્યાં અંગ્રેજીમાં Twenty five percent (પરસેન્ટ) more તથા Fifty percent more વાપરવું.

અર્ધું, બમણું, વગેરે શબ્દો જ્યારે કદ બતાવે ત્યારે Half the size of, Double the size of વગેરે અંગ્રેજી થાય છે. વળી કોઇ કોઈ જગાએ 'બમણા'નો અર્થ Double the number અથવા twice the number of પણ થઇ શકે છે.

---

*Does = Contains એકનાં એક ક્રિયાપદને ફરી ફરી વાર ન વાપરતાં તેને બદલે do ક્રિયાપદ મુકવાનો અંગ્રેજીમાં નિયમ છે

## Lesson 23 પાઠ ૨૩

## સામાન્ય ભૂલો Common errors (કોમન એરર્સ)

(1) કેટલીક વાર વિદ્યાર્થીઓ, જે છોકરો સારી રીતે વાંચે છે તે પાસ થયા વિના રહેતો નથી. એવાં વાક્યમાં તે શબ્દનું અંગ્રેજી he લખે છે, તે ખોટું છે, કારણ કે આગળ The boy who આવેલું છે, એમાં The boy નું ક્રિયાપદ આવ્યું નથી, માટે આવાં વાક્યમાં તે શબ્દને માટે અંગ્રેજીમાં કંઇપણ લખવું નહી જેમકે: The boy who reads well is sure to pass.

એજ પ્રમાણે Abstract અને Material નામની પૂર્વે The વપરાતો નથી, પરંતુ એવાં નામોની પછી of વપરાય ત્યારે મોટે ભાગે The આર્ટીકલ લાગે છે. જેમકે: અમેરીકાનું સોનું. The gold of America; ન્યાયાધીશની દયા. The kindness of the judge; ગંગા નદીનું પાણી The water of the Ganges. છેલ્લાં વાક્યમાં પાણી Collective noun તથા Ganges Proper noun બંનેને The લાગ્યો છે. પરંતુ He shows the kindness કે I want the water એમ કદી પણ લખાય કે બોલાય નહિ.

(2) Anything અને Anyone માત્ર પ્રશ્નાર્થ વાક્ય હોય ત્યારે, if આવ્યું હોય ત્યારે, અને નકારાર્થમાં આવે છે. જેમકે: Did you get anything? Is there anyone else? Anything શબ્દ જીવ વગરની વસ્તુને અને Anyone જીવવાળી વસ્તુને લાગે છે. જ્યારે અમુક, કોઇક, કંઇકના અર્થમાં Someone કે Something વપરાય છે. જેમકે: Someone must be there. જો

any શબ્દ Not પછી આવે તો એનો no કરી નાખી પાછળ આવતા Body કે thing સાથે જોડી દેવો. જેમકે: He has not anything = He has nothing. Here is not anybody = Here is nobody. જો not પછી one આવે તો No one લખાય છે. જેમકે: There is no anyone = There is no one.

Not અને any સાથે પણ વાપરી શકાય છે, પણ જો એની પછી Thing, Body કે one ન આવે અને બીજું કોઈ નામ આવે તો તો એને બદલે No જ વપરાય છે. જેમકે: There was not any room એ ખોટું છે. There was no room એમજ લખાય.

(3) Please, Be kind enough કે Kindly એ ત્રણે પ્રયોગો એકજ વાક્યમાં સાથે કદી વપરાય નહિ. Please be kind enough to give... અથવા Please kindly consider એવાં વાક્યો ખોટાં છે. બંનેનો અર્થ **મહેરબાની કરીને** એકજ જાતનો થતો હોવાથી ગમે તે એકજ પ્રયોગ વાક્યમાં વપરાય. જેમકે: મારી માંદગી પુરવા મહેરબાની કરશોજી. Please mark me sick અથવા Kindly mark me sick અથવા તો Be kind enough to mark me sick વપરાય છે.

(4) ઉપર પ્રમાણેજ Can અને Able પણ એકજ વાક્યમાં સાથે સાથે વપરાતા નથી. I cannot be able to come વાક્ય કદાપી લખાય નહી પણ I cannot come to school અથવા I am unable to come... એમ લખાય. એજ પ્રમાણે Can અને Possible પણ સાથે સાથે વપરાય નહિ. It cannot be

possible એમ ન લખાય, પણ It cannot be. It is not possible એમ લખવું.

(5) **ત્યાગ કરવો–છોડી દેવું**: એને માટે અંગ્રેજીમાં ઘણા શબ્દો છે. To abandon ( એબનડન ) અનિચ્છાએ ત્યાગ કરવો–ફરજીયાત ત્યાગ કરવો; To desert (ડેઝર્ટ) કોઇની દયા ઉપર કોઇને છોડી દેવો; To give up રજીખુશીથી અમુક જગ્યા કે વસ્તુ છોડી દેવી; To leave મકાન; મિત્રતા, જગ્યા હીસ્સો વગેરે કાયદેસર સકારણ છોડી દેવું; To quit (કવીટ) કંટાળાને, ત્રાસથી, નિરૂપાયે ત્યાગ કરી દેવું; To forsake (ફરસેક્ક) અણુગમતું (dislike) હોવાથી ભૂલી જવું.

(6) ન સમજી શકાય એવી વસ્તુ કે વાત હોય ને **અજાયબ થઇએ** તો To be amazed (એમેઝડ) at વપરાય છે; કોઇ ભવ્ય, વિશાળ વસ્તુ હોય તો **વિસ્મય પામવું** To be astonished (એસ્ટોનીશ્ડ) at; કંઇક નવીનતાભર્યું, અણધાર્યું બને ને **અચંબો પામીએ** તો To be surprised (સરપ્રાઇઝ્ડ) at; તેમજ કંઈ વધુ ભયાનક (terrible) દેખાવ યા વસ્તુ નિહાળીને **આશ્ચર્ય પામીએ** તો To be confounded (કનફાઉન્ડેડ) by વપરાય છે. એ ન ભૂલાય કે **અજાયબ થવું–નવાઈ પામવી** એ અર્થમાં કદાપી To be wondered (વન્ડર્ડ) વપરાતું નથી, પણ અજાયબી ભરેલી (વસ્તુ) Wonderful (વન્ડરફુલ) વિશેષણ તરીકે, **અજાયબી** Wonder નામ તરીકે; અને અજાયબ થવું To wonder ક્રિયાપદ તરીકે વપરાય છે.

(7) **દેખાવું To appear :** કોઇ દેખાવ Viewના **અર્થમાં** વપરાય છે. The sun appears. એનો બીજો **અર્થ પ્રવેશવું-બેસવું** પણ થાય છે. I am not going to **appear** in the examination. હું પરીક્ષામાં બેસવા નથી ઇચ્છતો. ઉપરથી-**બહારથી લાગવું** ના અર્થમાં seem વપરાય છે. It seems to me true મને એ સાચું લાગે છે કે...ચહેરા ઉપરથી **દેખાવું** ના **અર્થમાં** Look વપરાય છે. He looks very clever. તે આમ તો ઘણો હુંશિયાર લાગે છે. Is seemed કે is appeared વાક્યમાં વપરાય પણ is looked કદાપી ન વપરાય.

(8) દેવું આપવું ના અર્થમાં Confer (કન્ફર) તથા Bestow (બીસ્ટો) નો ઉપયોગ થાય છે. એક ઉપલા દરજ્જાનો (superior) માણસ પોતાનાથી નીચલા દરજ્જાના માણુસ (inferior) માટે confer વાપરે છે, જ્યારે એક સ્નેહી બીજા સ્નેહીને તેની ખાસ જરૂરીઆતમાં મદદ તરીકે Relief ના અર્થમાં bestow વાપરે છે.

(9) નીતિ વિરૂદ્ધ ગુન્હો હોય તો Vice (Violation of Moral law); ધર્મ વિરૂદ્ધ વર્તનનો અપરાધ હોય તો sin (violation of religious law), અને દેશના કાયદા વિરૂદ્ધ આચરણનો ગુન્હો હોય તો Crime (violation of the law of a country) અંગ્રેજી વાક્યોમાં વપરાય છે.

(10) Determination (act of judgement) **અમુક** જગાએ જવાનું કે **અમુક** કામ કરવા-ન કરવા માટેના **નિશ્ચયને** માટે વપરાય છે. જેમકે :With a firm determination to do or die...મરવા કે મારવાના મક્કમ નિર્ણયથી...જ્યારે

Resolution એટલે (act of will) નિર્ણયાત્મક ઠરાવ-બંધનનો અર્થ બતાવે છે. They passed a resolution તેઓએ એક ઠરાવ કર્યો.

(11) A General opinion એમાં બહુમતી Majority નો અર્થ છે. A Universal opinon એમાં સર્વાનુમતી opinion of all નો અર્થ છે, જ્યારે Unanimous (યુનેનીમસ)માં...એક પણ અપવાદ વિના (No exception એક્સેપશન) નો અર્થ રહેલો છે.

(12) કોઇ પણ માણસના કોઇપણ રહેવાનાં મકાનને House કહી શકાય છે, પણ પોતાનાં જન્મસ્થાન Place of birth નીં અને પોતાના સગા-કુટુંબીજનો વર્ષોથી રહેતા હોય એ જગ્યાને Home કહેવાય છે. પોતાનાં ઘરને My sweet home કહેવાય છે. ભાડુતી કે કામચલાઉ મકાનને My sweet house કહી શકાતું નથી.

(13) થાકેલો Tired કંટાળેલો-સહેજ શરદી ઉલટી કે ગરમીથી પીડાતો માણસ પોતાને માટે I am sick શબ્દ વાપરે છે, જ્યારે તાવવાળો, બીમાર રોગી (Deseased ડીઝીઝડ) માણસ ill શબ્દ વાપરે છે. I am sick with fever લખાતું નથી, પણ તાવથી માંદા હોઇએ તો I am ill જ લખાય છે. ફક્ત ill ના અર્થમાં Sick શબ્દ અપવાદ તરીકે રજા માગવાની અરજી-ચીઠ્ઠીમાં લખાય છે. જેમકે: Sick-leave,sick-certificate, પણ ill man કદી લખાતું નથી. જ્યારે ill નો ઉપયોગ વિશેષણ જેવો કરવો હોય ત્યારે એને વાકયને છેડે વાપરવું. જેમકે: He is very ill.

(14) વેપારને માટે ટુંકી મુસાફરીએ જઇએ તો તે Journey (જર્ની); આનંદ-વિનોદ કે કંઇ ખબર અંતર મેળવવા (Amuse-

ment & information); લંબી મુસાફરી કરીએ તે Travelling (ટ્રાવેલીંગ). આનંદને માટે ટુંકી મુસાફરી ઉપડીએ તે Trip (ટ્રીપ); બે-પાંચ મિત્રની કે વિદ્યાર્થીની મંડળી કંઇ ખાસ જોવા-જાણવા ઉપડે તે Tour ( ટુર ) અને દરિયાઇ મુસાફરીને માટે Voyage ( વોયેજ ) વપરાય છે.

(15) ગુણ (Merits) માટે **પ્રખ્યાત** હોય તો Famous (ફેઇમસ) કે Renouned (રીનાઉન્ડ); પોતાના હોદ્દા કે દરજ્જા (Rank, position) માટે **જાણીતા** હોય તો Illustrious (ઇલસ્ટ્રીઅસ); કોઇ ખાસ કામ (Special act) ને માટે જાણીતો હોય તો Notable (નોટેબલ); ગંભીર ગુહ્નાને (Crime) માટે પ્રખ્યાત હોય તો Notorious ( નોટોરીઅસ ); પોતાની ખાસ અમુક વિવિધતા-પેટન્ટ Peculiarities; ખાસ ખાસીયતને માટે જાણીતા હોય તો Noted (નોટેડ) શબ્દ વપરાય છે.

(16) કોઇપણ પ્રકારનાં પેનસીલ કે શાહીનાં ચિત્રને Picture; જુદા જુદા રંગો વડે રંગાયલા અક્ષરોને Painting; કેમેરાથી પાડેલી- કોઇ જીવન્ત વ્યક્તિ કે વસ્તુની છબીને Photograph (ફોટોગ્રાફ) અને કોઈ વીર યા વંદનીય માણસની પ્રતિમાને કવિ યા લેખક કલમથી ગુણ- ગાન કરી ચીતરે તેને Portrays ( પોર્ટ્રેઝ) કહે છે.

(17) પરસ્પરનાં સુખ-દુઃખમાં સમાન **હમદર્દી** બતાવવી એને Sympathy (સીમ્પથી) કહે છે. Sympathise (સીમ્પથાઇઝ) ક્રિયાપદ પછી with આવે છે. કોઇ ઉપરી કે શેઠ (અગર ઇશ્વર) પોતાના હાથ નીચેના માણસ કે નોકર તરફ જે દયા બતાવે તેને Mercy (મરસી) કહે છે. એ નામ છે. કોઇની દુઃખી હાલત જોઇને આપણને લાગી

આવે, ને દયા આઇએ તેને Pity કહે છે. એ સકર્મક ક્રિયાપદ છે. Mercy ઉપરથી Merciful ને Pity ઉપરથી Pitiful દયાજનક-વિશેષણ થાય છે.

(20) **No sooner than, As soon as, Just as.** **કે તરતજ-ત્યાંજ-તેટલામાં:** એક ક્રિયા થયા પછી તરતજ બીજી ક્રિયા થાય તો ઉપર લખેલા ત્રણ સંયોગીમાંથી ગમે તે એક વપરાય છે. જેમકે: સિપાઇઓ આવ્યા કે તરત ચોરો નાસી ગયા. **As soon as** the policemen arrived the thieves ran away. અથવા **Just as** the policemen......

પરંતુ No sooner than નો ઉપયોગ એજ વાકયમાં જુદી રીતે થાય છે. શરૂઆતનાં વાકયમાં No sooner વપરાયા પછી તરતજ ભૂત કાળમાં did વપરાય છે. (વર્તમાન કાળમાં do કે does) અને એની પછી ક્રિયાપદ વર્તમાન કાળમાં રહે છે, તેમજ પાછળનાં વાકયની શરૂઆતમાં than વપરાય છે. જેમકે: No sooner **did** the policemen **arrive than** the thieves ran away. સૂર્ય ઉગ્યો કે તરત લડાઇ શરૂ થઇ. No sooner did the sun rise, than the battle began.

(21) **As possible as; as...as...can. બને તેટલું-બને તેમ-બની શકે ત્યાં સુધી:** અંગ્રેજીમાં જેટલું, તેટલું, જેવડું, જેમ, તેમ વગેરે શબ્દોનો તરજુમો બે As...as ની વચ્ચે વિશેષણ કે ક્રિયાવિશેષણ મુકીને થાય છે. જેમકે: જેટલો બને એટલો જલ્દી. As quick as; As fast as possible. **Possible** ની જગ્યાએ can પણ મુકી શકાય છે. જેમકે: તમારાથી

ની શકે એટલું જલ્દી. As soon as you can. તેનાથી બની
કયું તેટલું. As much as he could.

(1) As little as possible }
(2) As much as possible } જથ્થો બતાવે છે.

(3) As few as possible }
(4) As many as possible } સંખ્યા બતાવે છે.

**(22) Cannot but, Cannot help, Is sure to.**
**ગર રહેવાય નહી—રહી શકાય નહિ—ચાલેજ નહિ:**
પરના ત્રણ Phrase માંથી ગમે તે એક વાપરીને અંગ્રેજીમાં લખા
કાય છે, છતાં અર્થમાં કોઈપણ જાતનો ફેર પડતો નથી. પરંતુ
મે દરેક Phraseને વાક્યમાં વાપરવાની રીત જુદી જુદી છે. જેમકે:
જ્યારે તે આવી ભુલો જુએ ત્યારે તેનાથી તેને માર્યા વગર રહેવાય નહિ
રહી શકાય નહી) (1) He **cannot but** punish him,
When he finds such errors. (2) He **cannot help**
punishing him when he finds such errors. (3) He **is**
**sure to** punish him when he finds such errors.

Cannot but પછી ક્રિયાપદનું 'To વિનાનું' સામાન્ય રૂપ
Infinitive વપરાય છે. Is sure પછી હંમેશાં to વાળું ક્રિયાપદનું
સામાન્ય રૂપ વપરાય છે. Cannot help પછી હંમેશાં કૃદંત Past
participle વપરાય છે.

**(23) Rather (રાધર) વધારે વહેલું-તરતજ-જરાક:**
મે ક્રિયાવિશેષણ Adverb છે. અંગ્રેજીમાં એનો ઉપયોગ
**ખરૂં કહીએ તો-ખરી રીતે જોતા જઇએ તો**

વગેરે અર્થ વાક્યમાં બતાવવા વપરાય છે. જેમકે: આવી નાહકની કનડગત (હેરાનગતી) સહન કરવા કરતાં તે દેશ છોડી જવો વધુ પસંદ કરશે. He would rather prefer to leave the country than tolerate such nonsense.

(24) When નો અર્થ જ્યારે થાય છે. Whence (વેન્સ) નો અર્થ જે જગ્યાએથી અથવા કઈ જગ્યાએથી થાય છે. Whence did you get this book? આ ચોપડી તમને ક્યાંથી મળી? Hence નો અર્થ **તેથી** થાય છે. I was in need of money, hence I wrote to you. મને પૈસાની જરૂર હતી તેથી મેં તમને લખ્યું. Thence ત્યાંથી-તે જગ્યાએથી. Thence he went to Calcutta. ત્યાંથી તે કલકત્તા ગયો.

(25) About-Nearly લગભગ-આસરે: About hundred rupees. આસરે સોએક રૂપીઆ. Nearly one hour લગભગ એક કલાક પરંતુ I talk about you એ વાક્યમાં About નો અર્થ વિષે-માટે થાય છે. He ran about તે આમતેમ દોડ્યો. એ વાક્યમાં About નો અર્થ આમતેમ થાય છે. વળી એજ અર્થ બતાવવા To and fro પણ વપરાય છે. જેમકે: He walked to and fro. તે આમતેમ ચાલ્યો. વળી He goes here and there. એમાં **Here and there** નો અર્થ પણ **અહીં તહીં** થાય છે. **આટલામાં જ—અહીં તહીં** નો અર્થ બતાવવા **Hither thither** પણ વપરાય છે. જેમકે You will find nothing hither and thither. અહીંતહીંથી તમને કંઇ મળશે નહિ.

(26) **Behind-After-Then-Afterwards પાછળ:** પાંચ વરસ પછી. After five years. હું તેની પાછળ દોડ્યો. I ran after him. ત્યાર પછી તે મુંબઈ ગયો. Afterwards અથવા Then he went to Bombay. નદી પર્વતની પછવાડે (પાછળના ભાગમાં) છે. The river is behind the mountain. આમ આ ચારે શબ્દનો અર્થ લગભગ એક સરખો લાગતો હોવા છતાં વપરાશમાં સ્પષ્ટ ફેર છે

(27) **There ત્યાં:** જો વાકયમાં હો મુખ્ય ક્રિયાપદ હોય અને ઠેકાણું બતાવનાર કોઈ શબ્દ અધ્યહાર હોય તો અંગ્રેજીમાં આરંભે There મુકાય છે, અને તેની પછી તરત ક્રિયાપદ ને ત્યાર પછી કર્તા આવે છે. જેમકે: ઝાડ ઉપર એક વાંદરો છે. There is a monkey on the tree. આવાં વાકયમાં સવાલ બનાવવો હોય તો ક્રિયાપદને Thereની પહેલાં મૂકવું. જેમકે: Is there a monkey on the tree? વળી There નો સામાન્ય અર્થ **ત્યાં** થાય છે. જેમકે: તે ત્યાં રમે છે. He plays there.

(28) ગુજરાતીમાં **જ્યારે** પછી **ત્યારે** વપરાય છે, પણ અંગ્રેજીમાં કદાપી When આવ્યા પછી એજ વાકયમાં Then વપરાતું નથી. જેમકે: જ્યારે હું ગયો ત્યારે તે રમતી હતી. When I went, she was playing. એજ પ્રમાણે As થી વાકય શરૂ થયા પછી કદાપી **કારણ કે Because** નો ઉપયોગ થતો નથી. જેમકે: મારા ભાઈની તબિયત ઠીક ન હોવાથી તે નિશાળે આવી શકશે નહિ. As my brother's health is not well, he is unable to come to school. વળી એ યાદ રહે કે

Then નો (ધેન) પહોળો ઉચ્ચાર છે. એનો **અર્થ ના કરતા થાય છે.** અને Then નો સાંકડો ઉચ્ચાર હોઇ એનો **અર્થ ત્યાર પછી થાય છે.**

(29) **So** બે વાક્યની વચ્ચે Conjunction તરીકે **આવે** ત્યારે એનો અર્થ **તેથી** Therefore જેવો થાય છે. જેમકે: **He is not well, So he does not eat.** જ્યારે so કોઇ **વિશેષણની** અગાઉ Adverb તરીકે **આવે** ત્યારે એનો **અર્થ એટલો બધો** થાય છે. જેમકે: He is not so bad. તે **એટલો બધો** ખરાબ નથી. વળી I think so. **હું એમ** ધારૂં છું. આવાં વાક્યમાં **so** નો **અર્થ એમ–એ પ્રમાણે** થાય છે.

(30) વાક્યમાં કેટલીક વાર બે As...As વપરાય છે. **એમાં** પહેલા As નો **અર્થ તેવડું–તેટલું–તેવું** થાય છે. ને બીજા **As** નો **અર્થ જેવડું–જેટલું–જેવું** થાય છે મધ જેટલું મીઠું As sweet as honey; હાથી જેવડો મોટો As large as elephant. ટુંકાણમાં **ના જેટલો–ના જેવડો–ના જેવો–ના જેમ** વગેરે **અર્થમાં** આ ઉપયોગ વાક્યમાં કરવો. વળી **તેમજ** શબ્દનો **અર્થ** બતાવવા **As well as** નું ફ્રેઇઝ પણ વપરાય છે જેમકે: આ ઘર તેમજ પેલું–બંને મારાં છે. This house, as well as that **are** both mine. તેણે પોતાની ચોપડી અંદરથી તેમજ બહારથી બંને બાજુએથી બગાડી નાખી છે. He has spoiled his book inside as well as outside.

(31) જેવી રીતે પચાસમાં પાઠમાં બતાવ્યા મુજબ **સાંભળતાંજ On hearing,** પ્રવેશતાંજ On entering વગેરે વપરાય **છે,** તેમ **સાંભળીને–પ્રવેશીને** (ક્રિયા પૂરી થઇ ગઇ હોય તેવા **અર્થમાં**)

**Having heard; Having entered** વગેરે વાક્યની શરૂઆતમાં વપરાય છે. Have નું વર્તમાન કૃદંત બનાવી વાક્યમાંના મુખ્ય ક્રિયાપદનું ભૂત કૃદંત બનાવી મૂકવું.

(32) Conjunction ની ઘણી જાતોમાં એક જાત એવી છે કે જેમાં હંમેશાં Pairs જોડી આવે છે. જેમકે: **Either-or; Neither-nor; Whether-or; Not only-but; Although-yet.**

**Not only-but** એટલુંજ નહિ પણ: એ અર્થમાં વપરાય છે. તે ફક્ત મૂર્ખ જ નહિ પણ જક્કી પણ છે. Not only he is foolish, but also obstinate.

**Although-yet** જો કે...(આમ છે)...તોપણ: એ અર્થમાં વપરાય છે. જો કે તે પૈસાદાર છે છતાં તે મને કંઇજ આપતો નથી. Although he is rich, yet he never pays me anything.

(33) મોંઘુ શબ્દ માટે અંગ્રેજીમાં Costly, Dearly, At a high rate જેવા જુદા જુદા અંગ્રેજી છે. પણ એના ઉપયોગ ગમે ત્યાં ગમે તેમ થતા નથી. જેમો: આને માટે તમારે ઘણી કીમત ભરવી પડશે. You shall have to pay for this **dearly.** તેણે તેને બહુજ વહાલપૂર્વક ચાહી. He loved her **dearly.** આ બહુ કીમતી વીંટી છે. This is a very **costly** ring. તેણે તે બહું ઉંચે ભાવે વેચ્યા. He sold them **at a high rate.** વગેરે.

## Lesson 24 પાઠ ૨૪

### કેટલાક વિચિત્ર શબ્દો Some wonderful words

અંગ્રેજીમાં અમુક શબ્દો એવા છે કે જેના ઉચ્ચાર લગભગ એક સરખા હોવા છતાં તેની જોડણી તથા અર્થ જુદા જુદા થાય છે. વળી કેટલાકના ગુજરાતી અર્થ જુદા જુદા થતા છતાં અંગ્રેજી એકજ હોય છે. એવા કેટલાક નમુના નીચે આપ્યા છે.

**Week** (વીક) અઠવાડીઉં
**Weak** (વીક) નબળો
**Dear** (ડીઅર) વહાલો–પ્યારો
**Deer** (ડીઅર) મૌંધું, હરણ
**New** (ન્યુ) નવું, નવીન
**News** (ન્યુસ) ખબર, સમાચાર
**Hour** (અવર) કલાક
**Our** (અવર) અમારૂં–આપણું
**For** (ફોર) માટે–સારૂ
**Four** (ફોર) ચાર
**Fore** (ફોર) આગલા
**Advice** (એડવાઇસ) શિખામણ
**Advise** (એડવાઇઝ) શિખામણ આપવી

**Ear** (ઇઅર) કાન
**Year** (ઇઅર) વરસ
**Accept** (એકસેપ્ટ) સ્વીકારવું
**Except** (એકસેપ્ટ) સિવાય, વગર
**Expect** (એક્સપેક્ટ) આશા રાખવી
**To** (ટુ) ને–તરફ
**Too** (ટુ) પણ
**The** (ધી) તે (આર્ટીકલ)
**Thee** (ધી) તને (સર્વનામ)
**Pool** (પુલ) ખાબોચીયું
**Pull** (પુલ) ખેંચવું–તાણવું
**Soap** (સોપ) સાબુ
**Shop** (શોપ) દુકાન

## એકજ ગુજરાતી શબ્દના એકથી વધારે અંગ્રેજી

માંથી From, Out of; કહેવું To say, Tell; રડવું To weep, Cry; બુમ પાડવી To shout, Exclaim ઇચ્છવું-માગવું To wish, desire, want, need. કીંમત Price, Value; બોલવું To speak, Utter. (અક્ષર)

## એકજ અંગ્રેજી શબ્દના એકથી વધારે ગુજરાતી

Last ગયો, છેલ્લો. Draw દોરવું, પાડવું, ખેંચવું. Exercise કસરત, મનોબળ, મુખપાઠ. Bark છાલ, ભસવું. Sum રકમ, દાખલો. (Example) Kind માયાળુ, જાત. Paper લખવા ને છાપવાનો કાગળ, Letter લખેલો કાગળ. Page પાનું. Apply જોડવું, લગાડવું, મુકવું, ચોપડવું, લાગુ પાડવું, બંધબેસતું કરવું. Back પીઠ, પાછળ, ટેકો આપવો. Ball નાચ, મીજલસ, દડો. Beat ધબકવું, ધડકવું, વાગવું, મારવું.

## એકજ શબ્દ-નામ ને ક્રિયાપદ બન્ને અર્થમાં.

રક્ષણ-રક્ષણ કરવું Protect. માખી-ઉડવું. Fly. નામ-નામ પાડવું Name. ચીસ-ચીસ પાડીને રડવું Cry. ઉપયોગ-ઉપયોગ કરવો. Use. શક-શક હોવો Doubt. સુગંધ-સુંઘવું Smell. વરસાદ-વરસવું Rain. અવાજ-અવાજ થવો Sound. કામ-કામ કરવું Work. દેખાવ-દેખાડવું Show. રમત-રમવું Play. કીંમત-કીંમત આપવી Cost. જરૂર-જરૂર હોવી Want-need. નોંધ બુક-નોંધવું Register. પગાર-પૈસા આપવા Pay. હીસાબ-ગણવું Account. કૃત્ય-વર્તવું Act. લાભ-લાભ લેવો Advantage. જવાબ-જવાબ આપવો Answer, Reply.

## Lesson 25 પાઠ ૨૫

### કેટલાક અગત્યના ક્રિયાપદો Some important verbs

**To bear** સહન કરવું, ઉઠાવી લઈ જવું: Bear a part શામેલ થવું. Bear Testimony સાક્ષી પુરવી. Bear down આગ્રહ કરવો. Bear out ટેકો આપવો. Bear the bell આગેવાન થવું. Bear company ની સોબતમાં આવવું. Bear up ધીરજ રાખવી. Bear upon ની અસર થવી. Bear on ઉશ્કેરાવું.

**To break** ભાંગવું, તોડવું, ફોડવું: Break down નાશ થવું, તૂટી પડવું Break off નાશ કરવો, બંધ પડવું. Break open તોડીને ઉઘાડવું Break ground જમીન ખોદવી. Break heart નાઉમેદ થવું. Break wind પાદવું, વા છોડવો. Break away-Break out રોગ ફાટી નીકળવો, ઓચિંતા ચાલ્યા જવું. Break with અણબનાવ થવો; કજીઓ થવો.

**To bring** લાવવું-દોરવું: Bring about સાધવું, પાર ઉતારવું. Bring down હલકું પાડવું. Bring forth જણવું, નિપજવું. Bring off નસાડવું, મુક્ત કરવું. Bring up ઉછેરવું, પાલન પોષણ કરવું. Bring to light ઉઘાડું પાડવું, ખુલ્લા થવું.

**To call** મોટેથી બોલાવવું: To call name નામ આપવું. Call away બોલાવી લેવું. Call for માગણી કરવી. Call in પાછું ખેંચી લેવું, વસૂલ કરવું, તેડાવી લેવું. Call in question વાંધો ઉઠાવવો Call on આજીજી કરવી. Call out લડાઈ માગવી, નોકરી પર બોલાવવું. Call to account હીસાબ આપવા કહેવો, ઉધડો લેવો.

**To carry** ઉંચકીને ચાલવું: Carry an account હીસાબ ચઢાવવો. Carry forward બીજે પાને ખેંચવો. Carry coals સહન કરી લેવું. Carry coals To New castle નકામી મહેનત કરવી Carry out પાર પાડવું, ફતેહમંદ થવું, અમલમાં મુકવું: Carry on આગળ ચલાવવું, જારી રાખવું. Carry the day જીતવું.

**To clear** દોષમુક્ત ઠરાવવું, ચોકખું કરવું: Clear up (off) સમજાવવું, હીસાબ ચુકવવો. Clear out નાસી જવું.

**To come** આવવું: Come about બનવું. Come across અનાયાસે મળવું. Come after અનુસરવું. Come between વચ્ચે આડા આવવું. Come in નમતું મુકવું. Come in force અમલમાં આવવું. Come into સામેલ થવું. Come of ના વંશજ હોવું. Come on આગળ આવવું. Come round ઠેકાણે આવી જવું.

**To cut** કાપવું: Cut down: કાપી નાખવું. Cut off કાપીને જુદું કરવું, કતલ કરવી. Cut short ટુંકું કરવું, ટુંકે પતાવવું. Cut in ખલેલ કરવી. ( A slot cut ટુંકો રસ્તો )

**To deliver** છુટું કરવું-છોડી મુકવું-કેદ મુક્ત કરવું: ( Release–Rescue ) To deliver a lecture ભાષણ કરવું. To deliver to a child, બાળકનો જન્મ આપવો, જણવું, પ્રસવ કરવો.

**To do કરવું-ચાલવું:** Do away with દૂર કાઢી નાખવું. (remove) Do with ગોઠવણ કરવી. Done with નાશ પામેલું. Do one's best બનતો પ્રયાસ કરવો. To be done for ને માટે નકામું હોવું. To be done by છેતરાવું. Do for ને માટે લાયક હોવું. Do into ભાષાંતર કરવું.

**To draw દોરવું-ખેંચવું:** Draw a line હદ બાંધવી. Draw lots ચિઠ્ઠિઓ નાખવી. Draw off ખેંચી કાઢવું. Draw out લંબાવવું.

**To fall પડવું, પડતી થવી:** To fall away ઝુરવું, કરમાઇ જવું. Fall back પાછા હઠવું. Fall down લાંબા થઇને પગે પડવું. Fall foul હુમલો કરવો. Fall in with અચાનક મળવું. Fall out કજીયો કરવો. Fall through નિષ્ફળ જવું; Fall upon હુમલો કરવો; (Falling sickness-ફેફરૂં)

**To find શોધવું-જડવું-માલમ પડવું:** Find fault with દોષ જોવો, વાંક શોધવો, ઠપકો આપવો.

**To flow વહેવું-ભરતી આવવી:** Flow over ઉભરાઇ જવું-છલકાઇ જવું-રેલમછેલ થવી.

**Fool મૂર્ખ-બેવકુફ-ગમાર:** ઉપરથી To make a fool of બેવકુફ બનાવવું. To play the fool મશ્કરી કરવી, ગાંડાં કાઢવા.

**To get મેળવવું, કમાવું, જીતવું, કબજામાં લેવું-લાવવું, જીતવું:** Get along ચાલ્યા જવું. Get a move

**on** પહોંચી જવું. **Get back** પાછું મેળવવું. **Get away** નાસી જવું **Get into** અથવા **Get on** પહેરી લેવું. **Get over** ઓળંગી જવું. **Get rid of** નાશ કરવો, દૂર કરવું. **Get through** ફતેહ પામવી. **Get up** ઉઠવું. (ગોઠવવાની કે બનાવવાની રીત) **Get with child** ઓછ્છવ કરવું, ગર્ભવતી કરવી.

**To give** આપવું-બક્ષીસ કરવું-અર્પણ કરવું: **Give away** આપી દેવું, ઉઘાડું પાડવું. **Give birth to** જન્મ આપવો. **Give chase** પ‌છળ પડવું. **Give ground** પાછા હઠવું. **Give over** પડતું મૂકવું, છોડી દેવું. **Give place to** જગ્યા ખાલી કરી આપવી. **Give to tongue** સમજાવવું. **Give way** હારી જવું, મૂકી દેવું. **Give and take** વાર્તાલાપ, વિચારની અદલાબદલી.

**To go** જવું-મુસાફરી કરવી-આગળ વધવું-યંત્રનું ચાલવું: **Go ahead** વિશ્વાસ રાખીને આગળ વધતા રહેવું. **Go-between** દલાલ. **Go by** ધ્યાન ખેંચ્યા વગર પસાર થવું. **Go in** શરતમાં ઉતરવું. **Go out** ઓલવાઇ જવું. **Go through** તપાસી જવું. **Go to hell** નુકસાનમાં પડવાનું (ખીજવાઇને) કહેવું. શાપિત થવું. **Go to sea** ખલાસીનો ધંધો કરવો. **Go up** ઉપર ચઢવું. **Go west** મરી જવું-મરાઇ જવું.

**To hang** લટકાવવું-ટાંગવું-ફાંસીએ ચઢાવવું-ભારરૂપ થઇ પડવું: **Hang around** રખડવું, રઝળવું, આમતેમ આંટા મારવા. **Hang it!** બળી એ વાત!

**To hold** **ઝાલવું-પકડવું-કબજામાં હોવું:** Hold off દૂર રાખવું. Hold up ઉંચું કરવું, ધીરજ રાખવી, રાહ જોવી. Hold out ટકી રહેવું.

**To keep** **રાખવું-દરકાર કરવી-નભાવવું-જાળવવું-સાચવવું-જતન કરવું:** Keep courage હિંમત રાખવી-ધીરજ રાખવી. Keep under જુલ્મ ગુજારવો. Keep from દૂર રહેવું Keep in with ની સાથે સારૂં હોવું.

**To kill** **મારી નાખવું-કતલ કરવી-હત્યા કરવી-નાશ કરવો:** Kill time વખત નકામો ગુમાવવો. (To waste time)

**To knock** **ઠોકવું-અફળાવું-અથડાવું:** Knock about રખડવું, ભટકવું. Knock up થાકી જવું, ઠોકીને જગાડવું. Knock off ઠોકી પાડવું, અટકવું, બંધ પડવું. Knock down જમીન દોસ્ત કરવો, પાડી નાખવું. Knock out હરાજીમાં એકસંપીથી સસ્તો માલ લઇ લેવાનું કાવત્રું કરવું.

**To Last** **ટકવું-નભવું:** (છેલ્લો-અંતીમ) At last અંતે, આખરે. To the last છેવટ સુધી.

**To Laugh** **હસવું:** Laugh at મશ્કરી કરવી, હસી કાઢવું. Laugh in the sleeve છાનું માનું હસવું. Laugh to scorn તિરસ્કારપૂર્વક હસી કાઢવું.

**To Lay મુકવું-રચવું-બનાવવું :** Lay aside બાજુએ મુકવું Lay by બચાવવું. Lay by the heels પકડીને કેદમાં નાખવું. Lay down રાજીનામું આપવું, શરત બકવી. Lay hold of ઝાલવું-પકડવું. Lay in એકઠું કરવું. Lay open ખુલ્લું કરવું. Lay of ખર્ચ કરવું. Lay seige ઘેરો ઘાલવો. Lay waste વેરાન કરવું Lay on દીધે રાખવું, ઘા કરવા.

**To Lend ધીરવું-ઉછીનું આપવું-વ્યાજે આપવું :** Lend a hand મદદ કરવી. Lend one's ears ધ્યાન દઇને સાંભળવું. Lend a name આપણી શાખનો બીજાને લાભ આપવો.

**To let દેવું-રજા આપવી :** To be let ભાડે આપવું, Let alone છોડી દેવું, માથું નહિ મારવું. Let go જવા દેવું. જતું કરવું. Let off છોડી મુકવું. Let loose રખડતું મુકી દેવું. Let blood નસ્તર મુકીને લોહી વહેવા દેવું. Let open છાની વાત ઉઘાડી પાડવી.

**To level (ઉંચાઇની) સપાટી સરખી કરવી :** Level up વધારે ઉંચું કરવું, હોદો વધારવો. Level down ઉંચું-નીચું હોય તે એકસરખું કરવું, નાના-મોટાનો ભેદ દૂર કરવો Level to dust જમીનદોસ્ત કરવું.

**To Lie જુઠું બોલવું:** To give the lie to જુઠું બોલવાનો આરોપ મુકવો. Lie at the mercy of ના હાથમાં આવી પડવું. Lie in સુવાવડમાં હોવું, બાળકને જન્મ આપવો. Lie in wait લાગ ફાવે ત્યાં સુધી સંતાઇ રહેવું, તાકીને બેસી રહેવું. Lie over આગળ ઉપર મુલતવી રહેવું. Lie on (in) hand

પાસે હોવું, સિક્કે હોવું. As far as in me lies મારી શક્તિ મુજબ. Lie up સુસ્ત થઇ જવું. Lie with સંભોગ હોવો. Lie of the land વસ્તુસ્થિતિ–સંજોગ.

**To light** સળગાવવું Bring to light (uncover) જાહેરમાં લાવવું, ઉઘાડું પાડવું. To see the light પ્રકાશમાં આવવું. જાણીતા થવું. To see the light of the day જન્મ થવો. (to be born) To stand in one's own light પોતાના પગ પર પોતે હાથેજ કુહાડી મારવી. To make light of નજીવું ગણવું. To feel light હલકું લાગવું. According to one's lights પોતાની અક્કલ (સમજ) પ્રમાણે.

**To Lose** (લુઝ) ગુમાવવું–ખોવું: Lose ground પાછળ પડી જવું. To lose heart નાહિંમત થવું. To lose one's self બેભાન થવું. To lose sigh ot નજર આગળથી દૂર થવું

**To make** બનાવવું-કરવું–ઘડવું: Make account of ગણવું, ગણકારવું. Make away મારી નાખવું. Make the cards પાનાં ચીપવાં. Make much of વધારે કીંમત આંકવી. Make anything of સમજણ પાડવી. Make out સમજવું, ઉકેલવું. Make over હવાલો સોંપવો, સ્વાધીન કરવું. Make up ભેગું કરવું, નું સમાધાન થવું, સમજવું. (પફ પાઉડર વગેરેથી મોઢાનો ચહેરો ખૂબસુરત બનાવવો) Make up one's mind નિશ્ચય

કરવો. Make water પેશાબ કરવો. Make one's way આગળ વધવું. Make away with નસાડવું, લઇ જવું Make off પોબારા થઇ જવું, પલાયન થઇ જવું. Make up for ભરી આપવું, ખોટ પુરી કરવી. Make a move પગલું ભરવું.

**To mean** ઇરાદો રાખવો-મનમાં હોવું: Mean હલકા દરજ્જાનો, અધમ, તુચ્છ. By all means ખચિતજ, સર્વથા. By every means ગમે તે પ્રકારે By no means જરાએ નહિ.

**To name** નામ રાખવું-નીમવું-ઠેરવવું: Name (નામ તરીકે) નામ. In the name of ને નામે-ની તરફથી. Call names નું નામ પાડવું, માઠું લાગે એવે સંબોધને બોલાવવું, ખોજ પાડવી.

**To pass** પસાર થવું-બદલાવું-મુસાફરી કરવી-ફેરવું. Pass by પાસે થઇને જવું. Pass away મરી જવું, ભુલી જવું, આંખ આડા કાન કરવા. Pass over ઓળંગીને જવું. Pass off જતા રહેવું, નીકળી જવું.

**To Pick** ઉપર-ચાંચ મારવી-માથું મારવું-ઘોંચવું: Pick a pocket ખીસ્સામાંથી તફડાવી લેવું. Pick out શોધી કાઢવું. Pick a quarrel જાણી જોઇને લડાઇ કરવી Pick up a hole in one's coat જાણી જોઇને લડાઇ કરવી, કોઇનાં છિદ્ર જોવાં.

**To pull** તાણવું-ખેંચવું આંચકો મારવો : Pull down તોડી પાડવું. Pull off ખેંચીને જુદું પાડવું. Pull up દબાવવું, લગામ ખેંચી રાખવી.

**To put** મુકવું-સ્થાપવું : Put about દુઃખ દેવું, પાછું હંકારવું. Put back પાછું આપવું. Put by પૈસા સંઘરવા. Put down દાબી દેવું. Put in દાખલ કરવું Put off મુલતવી રાખવું, ધકેલવું. Put on પહેરવું. Put out હોલવી કાઢવું. હારવું, ભોડું પાડવું, હંકારવું, અજમાવવું. Put in mind of યાદ દેવડાવવું. Put through પાર ઉતારવું. Put up બાંધવું. Put up to યાદ આપવું, જાગ્રત કરવું. Put up with સહન કરવું, ખમવું. Put upon કામ સોંપવું, નાખવું.

**To read** વાંચવું : Read out મોટેથી વાંચવું Read through પારાયણ કરવું. Read between the lines અંદરનો ગુપ્ત અર્થ શોધી કાઢવો.

**To ride** સ્વારી કરવી ઘોડા પર બેસવું : Ride at anchor લાંગરવું. Ride easy આંચકા વગર લાંગરવું. Ride a hobby પોતાનો મન ગમતો વિષય ઉપાડવો–વિષે વાત કરવી. Ride over પરથી (ઘોડો) ફેરવી વાળવો.

**To roll** ગબડાવવું-ફેરવવું-વીંટો વાળવો-લપેટવું-આગળ વધવું : Roll oneself લોટવું. To call the roll હાજરી (લેવી) પુરવી

**To run દોડવું-વહેવું-ભયથી ન્હાસી છૂટવું: Run away with** ની સાથે ન્હાસી જવું. Run out પુરૂ થવું બંધ પાડવું. **To be run down** અશક્ત-નબળું થવું. Run down બંધ કરવું. **Run for** an office જગા માટે ઉમેદવાર તરીકે ઉભા રહેવું. Run in **trust** કરજ કરવું. Run mad ગાંડા થવું. **Run over** ઉભરાઇ જવું, રેલ આવવી Run through પૈસા ઉડાવી નાખવા. **Run** riot હદપાર જવું. **Run** to seed ઉગતા અટકવું. Run through a book ચોપડીમાં ઉપરટપકે નજર ફેરવી જવી. **Run up** ચઢી જવુ, વધવું. **Run** out લંબાવવું. **Run a ch**ance જોખમ વ્હોરવું, નસીબ અજમાવવું. In the long run અંતે, છેવટે, પરિણામે. The run-or the common run સાધારણ લોકો, આમ વર્ગ.

**To seek શોધવું-ચાહવું-ઇચ્છા કરવી:** Seek after ની પાછળ લાગવું, મેળવવા પ્રયત્ન કરવો Seek for શોધવું, ખોળવું. Seek to ના આશ્રય-આધાર લેવો.

**To serve સેવા કરવી-નોકરી બજાવવી:** To be well served સારૂં ચલાવવું. Serve out વહેંચવું, ખાવાનું પીરસવું. Serve the time વખત પ્રમાણે ગીત ગાવાં. **Serve** one out ને ધારતો બદલો આપવો, વેર વાળવું. **Serve one right** નો ઘાટ ઘડવો. Serve a warrant વોરંટ બનાવવું.

**To set ગોઠવવું-આધારે મુકવું-સ્થાપવું-ચોઢવું-વગાડવું:** Set an example દાખલો બેસાડવો. Set a **person**

right કોઇને ઠેકાણે લાવવો Set one's mind મન ચોંટાડવું. Set a tree ઝાડ રોપવું. Set a time મળવાનો વખત ઠરાવવો Set against સામે મુકવું, મુકાબલો કરવો. Set about આરંભવું, શરૂ કરવું. Set apart જુદું કાઢવું. Set aside બાજુએ મુકવું. Set at ease નિરાંત વળવી, સમાધાન કરવું. Set to work કામે વળગવું. Set before પસંદ કરવા સામે ધરવું. Set by નામંજુર કરવું, કોરે મુકવું. Set forth પ્રસિદ્ધ કરવું, દર્શાવવું. Set down લખવું. નોંધવું. Set fire આગ લગાડવી, સળગાવવું, ચાણગારી મુકવી Set free છુટું કરવું, છોડવું. Set in order અનુક્રમે ગોઠવવું. Set in આરંભવું. Set out (off) ઉપડવું Set right સુધારવું, દુરસ્ત કરવું. Set up બાંધવું-સ્થાપવું.

**To shake** હલાવવું ડગમગાવવું ડોલાવવું ધ્રુજાવવું: Shake hands હાથમાં હાથ મેળવવો. Shake off ખંખેરી નાખવું. Shake hands with સલામ કરી વિખુટું પડવું.

**To stand** ઉભા રહેવું-કાયમ રહેવું-ટક્કર ઝીલવી: Stand by મદદ આપવી. ની પાસે રહીને રક્ષણ કરવું. Stand for ની જગા લેવી. Stand out બહાર પડવું; ટક્કર લેવી. Stand with મળતું આવવું. Stand પકડી રહેવું, વળગી રહેવું. To be at a stand મુઝાઇ જવું. To make a stand ઉભા રહેવું, સ્તબ્ધ થવું.

**To strike**-મારવું-ઘા કરવો-અથડાવું-વાગવું-છેકી નાખવું: Strike out અથડાવી કાઢવું, ચેરો મુકવો. Strike up વગાડવા માંડવું. Strike at ની સામે નિશાન તાકવું. Strike (નામ) હડતાળ.

**To take** લેવું-માનવું-કબુલ રાખવું-જમવું-પીવું-ઉતારવું: Take along દોરવું. Take away લઈ જવું, ઝુટવી લેવું. Take care સંભાળ લેવી. Take down ઉતારી લેવું. Take heart હીંમત આપવી. Take heed to કાળજી રાખવી. Take hold of પકડવું. Take in છેતરવું, ઠગવું. Take leave રજા લેવી. Take notice ધ્યાન દઈને જોવું. Take off નાશ કરવો, ખસેડવું. Take part ભાગ લેવો. Take part with ની સાથે સામેલ થવું. Take air છતું થઈ જવું. Take the field મેદાનમાં પડવું, લડાઈ શરૂ કરવી. Take one's chance નસીબ અજમાવવું. Take one's way રસ્તો કાપવો. Take sight નિશાન તાકવું. Take to heels પલાયન થઈ જવું. Take after અનુકરણ કરવું, નકલ કરવી. Take on ગભરાવું. Take up ઉંચકવું.

**To throw** નાખવું-ફેંકવું-પાડવું: Throw down ભાંગી (તોડી) નાખવું. Throw in માં દાખલ કરવું, અંદર ઉતારવું. Throw off થી મૂક્ત થવું. Throw out કાઢી મુકવું, ફેંકી દેવું.

**To turn** ગોળ ફેરવવું-વાળવું-ફેરવાવવું-નામે ચઢાવવું: Turn aside અટકાવવું, પડખે થઇ જવું. Turn against ની સાથે દુસમનાવટ કરવી. Turn away નોકરીમાંથી કાઢી મુકવો. Turn back પાછું ફરવું પાછી પાની કરવી. Turn down બેવડું વાળવું. Turn in ઘડી વાળવી. Turn off ધુતકારીને હાંકી કાઢવું. To turn one's coat સામા પક્ષમાં જવું. Turn

over ગબડાવવું, પાડવું, ફેરવવું. Turn the tables નું નસીબ ફેરવવું. Turn up ઉંધું વાળવું. Turn upon સામો જવાબ દેવો. Turn about (બીજી દિશામાં) ચક્કર ફરવું. To take one's turn વારાફરતી પોતાને ભાગે આવતું કામ કરવું. A good turn ઉપકાર—ભલમનસાઇ

To wind વિંટાળવું-લપેટાવું-વીંટવું: Wind off ઉકેલવું. Wind out છુટું કરવું. Wind up વીંટાળીને ગુંચળું બનાવવું, ચાવી આપવી

## Lesson 26 પાઠ ૨૬

## વાતચીત Conversation (કોનવરસેશન)

1 તમારું નામ શું? What is your name?...મારું નામ મોહન છે, સાહેબ My name is Mohan, Sir.

2 તમે ક્યાં રહો છો? Where do you live?...હું ગોપીપુરામાં રહું છું I live in Gopipura (અથવા સુરતમાં in Surat)

3 તમારી તબીયત કેમ છે? How are you?...હું સારી પેઠે છું. I am quite well. (I am alright-ઓલરાઇટ)

4 તમારા શહેરનું નામ શું? What is the name of your city?...સુરત Surat. (અમદાવાદ Ahmedabad, મુંબઇ Bombay)

5 સુરત ક્યાં આવેલું છે? Where is Surat?...એ તાપી નદીના કીનારા પર આવેલું છે. It is situated (સીટ્યુએટેડ) on the bank of river Tapti (તાપી).

6 તમારા પિતા હયાત છે ? Is your father alive ? (એલાઇવ) હા સાહેબ. Yes sir. (ના સાહેબ No sir)

7 તમને કેટલા ભાઇ બેન છે ? How many brothers and sisters have you ?...મને ચાર ભાઇ ને બે બેન છે. I have four brothers and two sisters.

8 તે બંને પરણેલી છે ? Are they both married ? (મેરીડ) ના જી, બંને પરણેલી નથી, એક કુમારી છે અને એક વિધવા છે. No sir, both of them are not married. One is a maiden (મેઇડન-અથવા-virgin વરજીન) and the other is a vidow (વીડો).

9 તમને માબાપ છે ? Have you parents ? (પેરેન્ટસ)... ના જી, મને માબાપ નથી. No sir, I have no parents.

10 ત્યારે તમારા ગાર્ડીયન કેણુ છે ? Then, who is your gardian ? (ગાર્ડીયન)... મારા કાકા ને કાકી. My uncle and my aunt.

11 તમે તમારા બાપના સૌથી મોટા દીકરા છો ? Are you the eldest (એલ્ડેસ્ટ) son of your father ?...ના જી, હું તો વચલો છું. મારાથી નાનો રતીલાલ છે અને મોટો પ્રાણુલાલ છે. No sir, I am the middle. (મીડલ) My younger (યંગર) brother is Ratilal and my elder (એલ્ડર) brother is Pranlal.

12 તમારી દીકરીની ઉંમર શું? What is the age (એઇજ) of your daughter? (ડૉટર)...તેણીની ઉંમર બે વર્ષની છે. Her age is two.

13 તમારી ઉંમર શું? What is your age?. મારી ઉંમર પંદર વર્ષની છે. My age is fifteen.

14 તમને કેટલા વરસ થયા? How old are you?...મને દશ વરસ થયા. I am ten years old. (અથવા-મને ગઈ કાલેજ દશમું વરસ પુરૂં થયું. I completed (કંપ્લીટેડ) my tenth year yesterday.

15 તમારી જન્મ તારીખ કઇ? What is your birth day? (બર્થ ડે) અથવા (birth date બર્થ ડેઇટ)...૨૫મી ઓકટોબર ૧૯૧૧. Twenty fifth of October 1911. (નાઇનટીન ઇલેવન)

16 તમને વીસ વર્ષ કયરે પુરા થશે? When will you complete your twentieth (ટવેન્ટીએથ) year?...મને આવતી ઑગસ્ટની અગીઆરમીએ એકવીસમું બેસશે. I will be twenty one years of age on the eleventh (ઇલેવન્થ) of August.

17 તમારૂં વતન ક્યાં? What is your native place? (નેટીવ પ્લેઇસ)...મારૂં વતન કાઠીઆવાડ છે. My native place is Kathiawar. (કાઠીયાવાર)

18 *તમારી માતૃભાષા કઇ? What is your mother tongue? (મધર ટંગ)...મારી માતૃભાષા હિન્દી છે. My mother-tongue is Hindi.

---

* માતૃભૂમિ-જન્મભૂમિ માટે Mother land (મધર લેન્ડ) વપરાય છે.

19 તમે ક્યાંથી આવો છો? Whence (વેન્સ) do you come? ...અમે ભરૂચથી આવ્યા છીએ. We have come from Broach (બ્રોચ)

20 તમે જાતે કેવા છો? What are you by caste? (કાસ્ટ)... હું જાતે પારસી છું. I am Parsi by caste.

21 તમે કયો ધર્મ પાળો છો? What is your religion? (રીલીજીઅન)...હું આર્યસમાજી છું. I am an Arysamaji.

22 તમે પરદેશી છો? Are you a foreigner? (ફોરીનર)... ના જી, હું હિંદુસ્તાનનોજ રહેવાસી છું. No sir, I am an inhabitant of India. (ઇનહેબીટન્ટ ઓફ ઈંડીયા)

23 તમારા પિતા શો ધંધો કરે છે? What is your father's occupation? (ઓકયુપેશન) અથવા What is your father?...મારા પિતા રૂના વેપારી છે. My father is a cotton merchant. (કોટન મરચન્ટ) અથવા a teacher (ટીચર) અથવા મારા બાપ મીલમાં નોકરી કરે છે My father is serving in the mill.

24 તમારા બાપને નોકરી પરથી બરતરફ કરવામાં આવ્યા છે? Is your father discharged (ડીસ્ચાર્જ્ડ or fired ઓર ફાયર્ડ) of his service?...નહી, મારા બાપાએ ખરાબ તબિયતને અંગે રાજીનામું આપ્યું છે. No sir, my father has resigned (રીઝાઇન્ડ) his post on account of his ill health. (ઇલ-હેલ્થ)

25 તમે નોકરી માટે અરજી કરી? Did you apply (એપ્લાઇ) for the post?...ફક્ત અરજી જ નહી પરંતુ રીમાઇન્ડર પણ લખ્યો. Not only an application (એપ્લીકેશન) but wrote a reminder too.

26 તમને કંઈ જવાબ મળ્યો? Did you receive yny reply? ...હા, જવાબ મળ્યો, કે અમારા ખાતામાં હાલ જગ્યા નથી. Yes, I received the reply, "There is no vacancy (વેકન્સી) in our department at present." (ડીપાર્ટ-મેન્ટ એટ પ્રેઝન્ટ)

27 ત્યારે તમે હાલ શું કરો છો? Then, what do you do now a days?...હું હાલ બેકાર થઈને ઘેર બેઠો છું. I am at home unemployed. (અનએમ્પ્લોઇડ).

28 તમે શું કરો છો? What are you doing?...હું ચોપડી વાંચું છું. I am reading a book.

29 તમને કંઇ બીજું વધારે જોઇએ છે? Do you want more? .. ના બસ. આટલું ચાલશે. No, that's all. This much will do.

30 તમે એટલે દૂર ચાલી શકશો? Can you walk so far? ...ના, મારાથી ચલાશે નહિ. No, I cannot (am unable to) walk.

31 તમે નિશાળે જાવ છો? Do you go to school?...હા, જી, હું યુનીયન હાઇસ્કુલમાં ભણું છું. Yes sir, I learn in The Union High School.

32 ત્યાં હેડમાસ્તર કોણ છે? Who is the Principal (પ્રીન્સીપાલ) there?...શ્રીયુત્ ડી. જે. વૈષ્ણવ. Mr. D. J. Vaishnav.

33 તમારી શાળામાં હાલ કેટલા વિદ્યાર્થિઓ છે? How many students (સ્ટુડન્ટસ) are there in your school now? આસરે ત્રણુસો. About three hundred (હન્ડ્રેડ –અથવા આખો જવાબ આપવો હોય તો) There are three hundred boys in our school.

34 તમારી શાળા સરકારમાં મંજુર છે? Is your school recognised or sanctioned (રેકગનાઇઝ્ડ ઓર સેન્કશન્ડ) by The Government?...જી, હા, ગયે વરસેજ એ મંજુર થઈ ને એને ગ્રાન્ટ પણ મળે છે. Yes sir, It was recognised last year and receives a grant too.

35 વારૂ, તમે શું ભણો છો? Well, what do you learn? ...હું અંગ્રેજી પાંચમું ધોરણુ શીખું છું. I learn the English fifth standered (સ્ટાન્ડર્ડ) અથવા I am in the fifth std.

36 તમારી રજા મંજુર થઇ? Is your leave granted? (લીવ ગ્રાન્ટેડ)...હા, હું હાલ પાંચ દિવસની રજા ઉપર છું. Yes, at present I am on five days leave.

37 તમે કેટલા વખતથી અહીં નોકરીમાં છો? How long have you been here in this service?...હું અહીં લગભગ છેલ્લા પાંચ વરસથી છું. I have been here at least for the last five years.

38 તમે કેટલું ભણ્યા છો? How far did you study? (સ્ટડી)...હું અંગ્રેજી સાત ધોરણ સુધી ભણ્યો છું. I have studied upto English seventh Standered અથવા I have already passed the metric (મેટ્રીક) અથવા matriculation. (મેટ્રીક્યુલેશન)

39 તમારી વચ્ચે કંઈ સગાઈ છે? Is there any relation (રીલેશન) between you?...હાજી, એ અમારા કાકાનો છોકરો થાય છે. Yes sir, he is my cousin. (કઝીન)

40 આ ઘર તમારું પોતાનું છે? Is this your own house?...ના જી, મેં તો ભાડે રાખ્યું છે. No sir, I have kept it on rent (રેન્ટ).

41 શું ભાડું ભરો છો? What is the rent?...માસીક દસ રૂપીઆ. Ten rupees per (પર) month.

42 આ તમારૂં પોતાનું ઘર છે? Is this your own house?...ના જી, હું માસીક સાત રૂપીઆ ભાડું ભરૂં છું No sir, I pay monthly seven rupees rent.

43 તમે શો પગાર લેશો? How much pay will you take? (or expect એક્સપેક્ટ) અથવા–તમને શો પગાર જોઇએ છે? What pay do you want–wish–desire? (વોન્ટ વીશ–ડીઝાયર)......ઓછામાં ઓછો મહીને પચાસ ને વધુમાં વધુ પોણોસો. Minimum (મીનીમમ) fifty per month and maximum (મેક્સીમમ) seventy five.

44 તમે કેટલા માણસનું કુટુંબ ધરાવો છો? How many members (મેમ્બર્સ) are in your family? (ફેમીલી)... અમે બધા મળીને બાર જણા છીએ. We are twelve in all.

45 તમે તેને છેલ્લા ક્યારે મળ્યા? When did you see him last?...ગઇ કાલે સાંજે પાંચ વાગે. Yesterday—evening at 5 P. M.

46 તમે નામું લખતા જાણો છો? Do you how to keep accounts? (એકાઉન્ટસ)...સાધારણ. Ordinary (ઓર્ડીનરી).

47 તમને અહીં કાયમની નોકરી મળી? Did you get the permanent (પરમેન્ટ) job here?...ના રે ના, ફક્ત એક માસ માટે કામચલાઉ. Not so, it is temporary (ટેમ્પરરી) for a month.

48 તમે છેલ્લા ક્યાં હતા? Where had you been last? મેં ક્યાંય નોકરી કરી નથી. હું આ લાઇનમાં પહેલોજ શીખાઉ છું. I am not at all employed any where. I am a beginner (બીગીનર) in this line.

49 હવે તમને કેમ છે? How are you now? (અથવા–How do you feel now?) હવે મને ઠીક છે. Now I am alright.

50 કેમ શી ખબર છે? What is the news? (ન્યુઝ)...ગભરાવાની કંઇ જરૂર નથી, હવે બધું શાંત છે. Don't worry. Everything is o. k. now.

51 તમારા બાપુની તબિયત કેમ છે? How is your father? (father's health)...પહેલા કરતા ઠીક છે. Better than before.

52 તમને કેમ લાગે છે ડાક્ટર? What do you except (એક્સપેક્ટ) Doctor?...કેસ ગંભીર છે, કંઈજ આશા આપી શકતો નથી. The case is serious (સીરીઅસ-અથવા-hopeless હોપલેસ) I can't give you any hope.

53 ત્યારે તમારી શી સલાહ છે? What is your advice?... મહીના બે મહીના એને હવા ફેર માટે લઇ જાવ. It is better to take him for a change (ચેઇન્જ) of air at least for a month or two.

54 તમે દર વરસે શું બચાવો છો? How much do you save every year?...કંઈજ નહી, ઉલટું દેવું કરું છું. Not a single farthing (ફાર્ધીંગ-અથવા-penny પેની); Besides I owe (ઓ) some what.

55 તમારી ગણીતની ચોપડી ક્યાં છે? Where is your Arithmetic? (એરીથમેટીક)...હું તે નિશાળમાં ભૂલી ગયો. I forgot it in the class-room.

56 ત્યારે આ તમારા હાથમાં છે તે કોની છે? Then, whose is this in your hand?...એ આજના દાખલા કરવા માટે મારા દોસ્ત પાસે હમણાંજ માગી લઇ આવ્યો છું. I have just brought it from my school-friend to do my sums.

57 તમારા દાદા શું (ધંધો) કરે છે? What is your grand father?...કંઇ કરતા નથી. સરકારી પેન્સનર છે. Nothing but a Government pensioner. (ગવર્નમેન્ટ પેન્સનર)

58 તમે રજા વગર ઘેર કેમ રહી પડ્યા વારૂ? Why did you remain absent without taking leave?...મારી ભુલ થઇ સાહેબ, મને આટલી વાર માફ કરો. I am at fault (ફોલ્ટ) sir, excuse (એક્સક્યુઝ) me this time.

59 તમે સવારે કેટલા વાગે ઉઠો છો? When do you get up in the morning?...હું દરરોજ વહેલો સવારે છ વાગે ઉઠું છું. I always get up early at six in the morning.

60 તમે પાછા ક્યારે ફરશો? When will you come back? ...ફક્ત પાંચજ મીનીટમાં. Within (વીધીન) five minutes.

61 કેટલા વાગ્યા? What is the time?-અથવા-what o' clock is it?...સવા પાંચ વાગ્યા છે. It is five-fifteen-અથવા-it is quarter past five.

62 તમે દિવસમાં કેટલીવાર ચાહ પીઓ છો? How many times do you take tea in a day?...ત્રણ વખત. સવારે, બપોરે ને સાંજે. Thrice, (થ્રાઇસ-અથવા-three times) morning, at noon and at evening.

63 શું છે? What is the matter?...કંઇ નહિ, જરા અકસ્માત થયો છે. It is merely an accident. (એક્સીડન્ટ)

64 બારણું કોણ ઠોકે છે? Who is knocking (નૉકીંગ) at the door?...કોઇ નહિ એ તો હું છું, સાહેબ No else, It is I sir.

65 તમે કયા વર્ગમાં છો? In what class (standard) are you?...ધોરણ પાંચમા બીમાં. In standard V. B.

66 તમને બધાને-આજે રજા જોઇએ છે? All of you wish to have a holiday to day?.. હા જી, આપની મહેરબાની હોય તો. Yes sir, if you please.

67 તમે ગઈ કાલે કયાં હતાં? Where were you yesterday? .. હું વલસાડ ગયો હતો. I had been at Bulsar.

68 તમારા મહોલ્લામાં કોઇ ઘર ભાડે આપવાનું છે? Is there any house to be let in your street?...નહિજી, એકે નહિ No sir. not at all. (Not a single.)

69 તમને ખોટું (માઠું) લાગ્યું? Did you take ill?...ના... એવું કંઇજ નથી. No...No...Not so.

70 તો પછી આમ ઉદાસ કેમ દેખાવ છો? Then, why do you seem (look) so gloomy? (ગ્લુમી)...બાબત એમ છે કે મારૂં માથું સખ્ત દુખે છે It is because, I am suffering by a severe head-ache (સીવીઅર હેડ એઇક).

71 તમારે કંઇ માલમીલકત છે? Do you posses (પઝેઝ) any property? (પ્રોપરટી)...ફકત સુરતમાં એક નાનું ઘર છે. Only a small house in Surat.

72 તમે દારૂ પીઓ છો? Do you drink? (take wine)... કોઈકોઈ વાર, રોજ નહિ. Sometimes, not daily.

73 તમને અફીણ ખાવાની આદત છે? Are you habituated (હેબીચ્યુએટેડ) to take opium? (ઓપીઅમ).. હાજી હું કબુલ કરૂં છું. Yes sir, I do. (I am.)

74 તમે નોકરી કરવા માગો છો? Do you want to serve? ઘણીજ ખુશીથી. Very willingly (વીલીંગ્લી).

75 તમે ઈશ્વરને ઓળખો છો? Do you know God?...ના...જી...પણ હું તેમ કરવા પ્રયાસ કરૂં છું. No sir, but I am trying to do so.

---

## Lesson 27 પાઠ ૨૭ મો

## ટપાલ સંબંધી About post

**Post card** પોષ્ટ કાર્ડ: ટીકીટ સાથે ત્રણ પૈસામાં પોષ્ટ ઓફિસેથી મળે છે. બેવડો રીપ્લાઈડ કાર્ડ જોઈએ તો ૭ પૈસે મળે છે. એમાં જે કાગળની ઉપર Reply શબ્દ લખ્યો હોય તેની ઉપર ફક્ત સરનામાની જગ્યામાં લખનારે પોતાનું સરનામું કરવું. (બીજું કંઇ જ લખવું નહિ) અને ત્યારબાદ સાથેના બીજા કાર્ડ ઉપર યોગ્ય લખાણ લખી જેને મોકલવો હોય તેનું સરનામું કરી ટપાલની પેટીમાં નાખવો.

પોષ્ટ ઓફિસે વેચાતા મળતા કાર્ડ જેવડોજ કોરો અથવા આપણા પોતાના છાપેલા સરનામાવાળો કાર્ડ પણ લખી શકાય છે. તેની ઉપર

ત્રણ પૈસાની ટીકીટ લઇને ચોઢવી પડે છે. વળી એવા કાર્ડની પાછલી જમણી બાજુનો બરાબર અડધો ભાગ લેનાર ધણીનું સરનામું કરવા, પોષ્ટની ટીકીટ ચોઢવા તથા પોષ્ટ ઓફિસની છાપ મારવા કોરો રાખવો પડે છે. ડાબી બાજુનો અડધો ભાગ લખાણ માટે ઉપયોગમાં લેવાય છે, પણ જો અડધા ભાગથી વધારે ભાગમાં લખાણ લખવામાં આવે તો દંડ તરીકે બે પૈસા ટપાલ લેનારને સામા માણસને ભરવા પડે છે.

**Letter :** બંધ કવરમાં (envelope) બીડેલો લખાણનો કાગળ જેને **letter** કહેવામાં આવે છે. તે બીડવા માટેનું પરબીડીયું પણ પોષ્ટ ઓફિસેથી એક આનાની કીંમતે મળે છે. એવો કાગળ પણ આપણા છાપેલાં કે સાદા ખાનગી પરબીડીયામાં બીડીને મોકલી શકાય છે. કાર્ડની માફક એની ઉપર પણ (અરધા તોલા વજન સુધી એક આનાની અને તે પછી દરેક વધારાના એક તોલા અથવા તેના કોઇપણ ભાગના વજન પ્રમાણે બે પૈસાને હિસાબે) ટીકીટો લગાડવી પડે છે.

**Book-post (sample post):** કંકોત્રી, ચિત્ર, નકશા, નમૂનાના પેકેટો, પ્રેસ કે પેપરને અંગે હાથથી લખેલું મેટર, વીમાની પોલીસી, છાપેલાં હેન્ડબીલ કે ચોપડીઓ વગેરે **B. P. (Book-post)** એમ રેપરને મથાળે લખીને મોકલી શકાય છે. એવી વસ્તુ કયા તો ઉપર કાગળ લપેટયા સિવાય અથવા ઉઘાડા પરબીડીયામાં અથવા ઉપર કાગળ લપેટીને તેની બંને બાજુ ખુલ્લી રાખીને (દોરીની ગાંઠ છોડયા કે ઉપરનો કાગળ કાઢયા વગર) અંદરની ચીજ સહેલાઇથી જોઇ શકાય એમ મોકલવી પડે છે. એમાં ૧ તોલા વજન માટે બે પૈસા ને તેથી વધીને પાંચ તોલા સુધીના વજન માટે ૩ પૈસાની ટીકીટો મારવી પડે છે.

**નોંધ :** ઘણા અભણ માણસો એવી માન્યતા ધરાવે છે કે કાગળ, Post card વગર ટીકીટે રવાના કરવાથી તે સામા ધણીને રીતરસ ને હાથોહાથ મળે છે. આ માન્યતા ખોટી છે. એવા કાર્ડનો ડેડ લેટર ઓફીસમાં નાશ કરવામાં આવે છે.

બંધ પરબીડીઆમાં બીડેલા કાગળ તથા Book-post માટે જેટલી કીંમતની ઓછી ટીકીટ લગાડવામાં આવી હોય તેથી બેવડી કીંમત સામા માણસ પાસેથી વસુલ કરવામાં આવે છે. (કાર્ડની માફક આ બને ટીકીટ વગર નાખવાથી ફાડી નખાતા નથી, પણ વધારાના પૈસા સામા માણસને ભરવા પડે છે.) બુક પોસ્ટમાં બીલ, આંકડો, હીસાબ, મુખત્યારનામું વગેરે મોકલી શકાય છે. પણ **હાથનો લખેલો કોઈપણ ધંધાર્થી કે અંગત લખાણનો કાગળ જઈ શકતો નથી.**

**Newspapers:** રજીસ્ટર્ડ થએલા ને રજીસ્ટ્રેશન નંબર ધરાવતા વર્તમાનપત્રો, માસીકો, ચોપાનીયા વગેરે પર અગાઉથીજ ટીકીટ ચોંટાડવાનું ફરજિયાત છે. દશ તોલાના વજન સુધી એક પૈસો, વીસ તોલા સુધી બે પૈસા ને તે પછી દરેક વધારાના વીસ તોલા અથવા તેના કોઇપણ ભાગના વજન માટે બે પૈસાની ટીકીટ ચોંટાડવાનો નિયમ છે.

**Registered parcel:** વધારે વજનવાળી ભારે ચીજ પોષ્ટથી મોકલવી હોય તો રજીસ્ટર્ડ પોષ્ટ પારસલથી મોકલી શકાય છે. એને કપડામાં સીવી લાખ વડે પ્રત્યેક સાંધા પર સીલ કરી તેની ઉપર લેનાર તથા મોકલનારનાં નામ ઠામ Copying pencil વડે લખીને મથાળે **Registered parcel** શબ્દ લખવો. પોષ્ટ ઓફિસે

વજન કરાવી વીસ તોલા સુધીના વજન માટે બે આના, વીસથી ચાળીસ તોલા સુધીના વજન માટે ચાર આના ને તે પછી દરેક વધારાના ચાળીસ તોલા અથવા તેના કોઈ પણ ભાગના વજન માટે ચાર આનાના હિસાબે ટીકીટ ચોંટાડવી. ત્યાર બાદ પોષ્ટ ઓફિસમાંથી રજીસ્ટર્ડ નંબર લઈ ટીકીટની બાજુમાં ચોંટાડવો, અને ત્યાંથી જે રસીદ આપવામાં આવે તે સાચવી રાખવી. (વસ્તુ ગુમ થતાં અરજી કરવા એ ઉપયોગી થઇ પડે છે.) જે ધણીને માલ રવાના કરો તેના હાથની સહીવાળી પહોંચ Acknowledgment જોઈએ તો પારસલ ઉપર એક આનાની વધુ ટીકીટ લગાડીને તેનું નાનકડું પીળું ફોર્મ કે જે પોષ્ટ ઓફીસેથી મફત આપવામાં આવે છે, (ગુજરાતી તેમજ અંગ્રેજી બંને ભાષામાં) તે ભરીને પારસલની સાથેજ પોષ્ટ માસ્તરને આપવું. એ કેમ ભરવું તેનો નમુનો નીચે આપ્યો છે.

## Acknowledgment Form

Addressed to (Name)--આ જગાએ જેને મોકલવું હોય તેનું નામ.

Insured for Rs...(જો વીમો ઉતરાવ્યો હોય તો તે રકમ)

Weighing (in words)-(અહીં વજન આપણે ભરવાનું નહી.)

Signature of addressee-(સ્હામા ધણીની સહી થઇને આવે છે.)

Date of delivery (તારીખ આપણે ભરવાની નહિ)

પાછલી આજુ

On Postal Service

To,

Sender's name and address } આ જગાએ મોકલનારે પોતાનું પૂરૂં નામ ને ઠેકાણું ભરવું.

*Name-stamp of office of posting.* (આ ખાનું ભરવાનું નથી)

**Registered Insured parcel:** જો આવા રજીસ્ટર્ડ પોષ્ટ પારસલોમાં કીમતી માલ હોય તો વેપારીઓ તેનો અમુક કીમતનો વીમો ઉતરાવે છે. પોષ્ટ ખાતામાં એને હીસાબે અમુક ચાર્જ આપવો પડે છે. આવા પારસલને મથાળે **Insured for Rupees five hundred only.** એ પ્રમાણે લખવું પડે છે. આવા વીમાવાળા પારસલો મજબુત કપડાંમાં સીવેલા ને એક પણ લાખનું સીલ તૂટ્યા વિનાના હોવા જોઇએ. પારસલનું સીલ તૂટતાં, ગેરવલ્લે જતાં, યા કાંઈ વાંધો પડતાં પોષ્ટ ઓફિસ એટલી કીમત ભરી આપવા જવાબદાર રહે છે.

વીસ તોલા વજન સુધીના પોષ્ટ પારસલ પર બે આનાની, વીસથી વધુ ને ચાળીસ તોલાની અંદર સુધીના વજન માટે ચાર આનાની અને તે પછીના દરેક વધારાના ચાળીસ તોલા અથવા તેના

કોઇ પણ ભાગના વજન માટે ચાર આના પ્રમાણે હીસાબ ગણી સ્ટેમ્પ ચોડવા પડે છે. પારસલો ઉપર પોષ્ટની ટીકીટો આગળથી પૂરી લગાડવાની ફરજીયાત છે. (ટપાલની માફક એ અધુરી ટીકીટો કે વગર ટીકીટે લેવામાં આવતું નથી.) ૪૪૦ તોલાથી વધારે વજનના તમામ પારસલ ફરજીયાત રજીસ્ટર્ડ કરાવવા પડે છે, અને ૮૪૦ તોલાથી વધારે વજનનું પારસલ પોષ્ટ દ્વારા પહોંચાડવા માટે લેવામાં આવતું નથી. પારસલની અંદર પત્ર વહેવારનો એકજ કાગળ મુકી શકાય છે, અને તે પારસલ જેને મોકલવામાં આવે તેનેજ સંબોધીને તે લખાયલો હોવો જોઇએ. એ સીવાયના બીજા કોઇ આસામી પર લખેલા કાગળો પકડાય તો તેવા કાગળોનો બેવડો ચાર્જ ભરવો પડે છે. શક પડતા, તૂટેલા સીલના પારસલો (જેનો રીતસર વીમો ઉતારાવવામાં આવ્યો હોય છે) લેનાર ધણી પોષ્ટ ઓફીસે આવી માસ્તરના પોસ્ટ દેખતાં તોડીને પોતાની ખાત્રી કરી લઇ જઇ શકે છે.

**રજીસ્ટ્રેશન :** ટપાલ, પારસલ, વર્તમાન પત્ર, બુક પોષ્ટ તમામ રજીસ્ટર્ડ કરવાનું ખર્ચ ત્રણ આના છે. તે ઉપરાંત વજન પ્રમાણે વધારાની ટીકીટ મારવી પડે છે. અને તે ટીકીટો સાથે રજીસ્ટ્રેશન નંબર પણ ચોંટાડવો પડે છે. આવા રજીસ્ટરથી મોકલાતાં આર્ટીકલો સામાન્ય વસ્તુઓ કરતા વધુ સલામત હોય છે, છતાં પણ જ્યાં સુધી વીમો ઉતરાવવામાં ન આવ્યો હોય ત્યાં સુધી એની નુકસાની માટે પોષ્ટ ખાતું જવાબદાર રહેતું નથી. જે ધણીને ચીજ કે પત્ર મોકલીએ તેની સહી આપણને જોઇએ તો તેવું ફોર્મ સાથે ભરીને આપવું પડે છે અને તેને માટે એક આનાની ટીકીટ આગળથી વધારે મારવી પડે છે

**વીમો :** વીમા માટેનો ચાર્જ આગળથી ભરવો પડે છે. એકસો રૂપીઆ સુધી ત્રણ આના, દોઢ સો સુધી ચાર આના, બસો સુધી

પાંચ આના અને બસોથી એક હજાર સુધી માટે દરેક વધારાના એકસો રૂપીઆને હીસાબે બે આના લેખે ગણી લેવા. જો વીમો એક હજાર રૂપીઆથી વધારેને ઉતરાવવો હોય તો તે પછીના દરેક વધારાના સો રૂપીઆ ઉપર અગર તો તેના કોઇ પણ ભાગ ઉપર એક આના લેખે હીસાબ ગણાય છે.

જો કોઇ ચીજ આ પ્રમાણે મોકલવી હોય તો તેને કપડાપાં પેક કરી સીલ મારવી પડે છે, અને કાગળ, ચેક કે નોટ હોય તો પોષ્ટ ઓફીસમાં વેચાતા મળતા તૈયાર જાડા પરબીડીયામાં તે બીડવા પડે છે. તેની ઉપર પણ લાખથી સીલ તો કરવુંજ પડે છે. પારસલ તથા આવા રજીસ્ટર્ડ કવર ઉપર વીમો ઉતરાવવાની રકમ શબ્દો તથા આંકડામાં કંઇપણ છેકછાક વિના લખવી જોઇએ. ડાબી બાજુએ મોકલનાર ધણીનું નામ ને ઠેકાણું, જમણી બાજુએ જેને મોકલાય તેનું સરનામું અને જો સરનામાની જગા ન હોય તો જુદા કાગળ ઉપર લખીને તે પરબીડીયા કે પારસલ સાથે ઓફીસમાં આપવો. આવા પારસલની પહોંચ (સામા માણસની સહીવાળી) મોકલનારને કંઇપણ ફી લીધા વિના ઘેર બેઠા પહોંચતી કરવામાં આવે છે.

**નોંધ :** ચલણી સીકકા, ચલણી નોટો, સોના ચાંદીના ઘરેણાં, ઝવેરાત, કીમતી કાગળો વિગેરે વસ્તુઓનો ફરજીયાત વીમો ઉતરાવવો પડે છે. સોનાના સીકકાઓ અથવા સોનું રૂપું અંદર હોય એવી કોઇપણ એક ચીજનો વીમો વધારેમાં વધારે ૭૦૦ રૂ. સુધીનો ઉતારવામાં આવે છે.

**મની ઓર્ડર :** (M. O) આપણે કોઇ બહારગામના માણસને પોષ્ટ મારફત પૈસા મોકલવા માગતા હોઇએ તો પ્રથમ પોષ્ટ ઓફીસેથી Money Order નું ફોર્મ (જે મફત મળે છે) મેળવી તે નીચે મુજબ ભરીને આપવું પડે છે. આવા ફોર્મ ગુજરાતી તથા અંગ્રેજી બન્ને ભાષામાં છાપેલા આવે છે, ને બેમાંથી ગમે તે ભાષામાં ભરી શકાય છે.

# MONEY ORDER FORM

[ સૂચના : ગુજરાતી લખાણ સમજ માટે છે ]

Amount (in words) } (જેટલા રૂપીઆ મોકલવા હોય તે રકમ અહીં શબ્દોમાં લખવી)
*Fifteen rupees only*

Name and address of the payee (in full). } (અહીં પૈસા લેનારનું પૂરેપૂરૂં નામ-ઠામ ભરવું.)
*Babulal P. Sheth*
*Luharchawl, Bombay.*

*G. H. Badami.*

Date 16-8-39 Signature of remitter.
(અહીં તારીખ ભરવી) (પૈસા મોકલનારની ટુંકી સહી)

## ACKNOWLEDGMENT (on Postal Service).

Name of payee *Babulal P. Sheth*
(પૈસા લેનારનું નામ)

Amount of order (in figures) Rs. *15/-* As. *only*
(પૈસાની રકમ આંકડામાં)

(In words) *Fifteen rupees only——*
(પૈસાની રકમ શબ્દોમાં)

Name and address of the remitter (in full). } (પૈસા મોકલનારનું પૂરેપૂરૂં સરનામું)
*Gamanlal Hiralal Badami*
*Wadifalia Pagathia street, Surat.*

COUPON. The remitter may write here any communication to the payee. Rs.——As—

અહીં ટુંકાણમાં પૈસા મોકલનાર-પૈસા લેનાર ધણીને જે કંઈ વિગત જણાવવી હોય તે કોઈ પણ ભાષામાં લખી શકે છે.

(પૈસા મોકલનાર) Remitter.

ફોર્મના નમુનામાં ભરી બતાવેલા ખાના સિવાયના બીજા કોઇ પણ ખાલી ખાનાઓ આપણે-પૈસા મોકલનારે ભરવાના હોતા નથી. કાગળને છેક છેડે લીટી દોરીને નીચે Coupon કરીને ખાલી જગા હોય છે, ત્યાં ટુંકાણમાં આપણે પૈસા-લેનારને જે કંઇ લખવું હોય તે લખી શકીએ છીએ. પાછલી બાજુ Indian money order શબ્દ છાપેલા હોય છે, ત્યાં કંઇજ લખવાનું હોતું નથી. અહીં જે માણુસને પૈસા-મળે તે માણુસ Received the sum specified on the reverse......વાળા લખાણની નીચે Signature of payee છાપ્યું હોય છે, તેની ઉપરને ભાગે પોતાની સહી કરે છે, જે પુરાવા-પહોંચ તરીકે આપણને-પૈસા મોકલનારને પોષ્ટ તરફથી પાછી પહોંચાડવામાં આવે છે. (સહી કરતા ન આવડે તે અંગુઠો પાડે છે.)

દસ રૂપીઆ સુધીની રકમ મોકલવી હોય તો બે આના, દસથી વધુ ને પચીસની અંદરને માટે ચાર આના, ને પચીસથી વધુ રકમ માટે દર પચીસ રૂપીઆ દીઠ ચાર આના લેખે ખર્ચના પૈસા મની ઓર્ડર કરતી વખતે મોકલવાની રકમ ઉપરાંત ભરવા પડે છે; પણ જો પચીસથી ઉપરાંતની રકમ દસની અંદર હોય તો તેને માટે ફક્ત બે આનાજ ભરવા પડે છે. આમ સેંકડે એક રૂપીઓ ચાર્જ ભરવો પડે છે. જો પાંત્રીસ રૂપીઆ હોય તો છ આના ને સાઠ રૂપીઆ હોય તો દસ આના ભરવા પડે છે. ૬૦૦ રૂપીઆથી વધુ રકમ મનીઓર્ડરથી મોકલી શકાતી નથી. અને એવડી મોટી રકમમાં આના-પાઇનો ભાગ હોવો જોઇએ નહી. જેને મનીઓર્ડરના નાણાં આપવાના હોય છે તે માણુસની (સહી) (પહોંચ) નાણા મોકલનાર માણુસને વગર ફીએ ઘેર બેઠાં પહોંચતી કરવામાં આવે છે.

**સૂચના:** વેપારીઓ Bank draft અથવા Cheque બીડે છે. કોઈ કોઈ હુંડીનો ઉપયોગ કરે છે. લેનાર ને મોકલનારનું ખાતું બેન્કમાં હોય તો સવડ પડે છે. એમાં પોષ્ટલ મનીઓર્ડર કરતા ઓછો ખર્ચ આવે છે.

આવી પહોંચ અઠવાડીયા સુધીમાં ન મળે તો પોષ્ટ માસ્તર જનરલને અરજી કરી શકાય છે. એ વખતે આપણુને પોષ્ટ ઓફીસેથી જે કાચી સફેદ કાગળની કાપલી પર સીકકાવાળી રસીદ આપવામાં આવે છે તેના નંબર, તારીખ વગેરે પુરાવા તરીકે બતાવવા ને અરજી લખવામાં કામ લાગે છે.

આવા સામાન્ય રીતે મોકલાતા મનીઓર્ડરના નાણા ટપાલ પહોંચાડવામાં આવે તેટલાજ વખતમાં પહોંચાડાય છે, પણ જો કોઇને જલ્દીથી મોકલવા હોય તો તારથી Telegraphically પણ મોકલી શકાય છે. એને માટે તાર ઓફીસમાં જવું પડતું નથી. પોષ્ટ ઓફીસે જઇને જેટલા રૂપીઆ મોકલવા હોય તે તથા તેને અંગે ભરવો પડતો મનીઓર્ડરનો સેંકડે એક રૂપીઆને હીસાબેનો ચાર્જ ઉપરાંત હિંદુસ્થાન માટેના તારના દર પ્રમાણે થતા શબ્દોનો ચાર્જ આગળથી ભરવો પડે છે. ઓર્ડીનરી તારથી તેમજ એકસપ્રેસ તારથી પણ રૂપીઆ એકવડો–બેવડો ચાર્જ ભરવાથી મોકલી શકાય છે. આ કુલ હીસાબ ઉપર આવી રીતે મોકલાતા નાણા ઉપરના ચાર્જ ઉપરાંત પોષ્ટ ઓફીસ બે આના ખાસ વધારાના લે છે.

**પોષ્ટલ ઓર્ડર:** જ્યાં વી. પી. કે મનીઓર્ડર જઇ શકતા નથી, ત્યાં પૈસા મોકલવા માટે નાનકડી કરન્સી નોટ જેવા આવતા પોષ્ટલ ઓર્ડર બીડવામાં આવે છે. એ પોષ્ટ ઓફીસેથી વેચાતા મળે છે. શીલીંગનો જે ભાવ ચાલતો હોય તે હીસાબે જેટલા પૈસા મોકલવાનું હોય તેટલી કીંમતનો પોષ્ટલ ઓર્ડર ખરીદી જેને બીડવો હોય તેનું નામ એમાં ભરી એ કવરમાં બીડી શકાય છે જે માણસને આવા

પોષ્ટલ ઑર્ડર મળે તે કોઈ પણ હેડ કે સબ પોષ્ટ ઑફીસે રજુ કરી શીલીંગ કે પાઉન્ડના ચાલુ ભાવે તેના પૈસા ત્યાંથી મેળવી શકે છે. આવા દરેક પોષ્ટલ ઑર્ડર ઉપર પોષ્ટ ઑફીસ એક આનો ચાર્જ લે છે, અને તે દરેક પોષ્ટ ઑફીસે વેચવામાં આવે છે. સામાન્ય રીતે હાલ પાઉન્ડના ૧૩ રૂ. ૪ આના ને શીલીંગના ૧૦ આના ૬ પાઈ ભાવ મળે છે.

**એકસપ્રેસ ડીલીવરી:** રજીસ્ટર નહીં કરેલા કાગળો ને કાર્ડો તેના લેનાર ધણીને જલ્દી મોકલવા હોય તો તેની ઉપર સામાન્ય દર ઉપરાંત વધારાની બે આનાની ટીકીટ મારવી પડે છે. અને એવા કાગળો સાથે Express delivery શબ્દ છાપેલાં ખાસ લેબલો ( જે પોષ્ટ ઑફીસેથી મફત આપવામાં આવે છે ) એની સાથે લગાડવા પડે છે.

આ ઉપરાંત વીમાન મારફત પણ ટપાલ, પૅકેટ વગેરે મોકલવામાં આવે છે. એ રજીસ્ટર્ડ પણ કરી શકાય છે, પણ એનો વીમો ઉતારી શકાતો નથી. વીમાન મારફત મોકલાતી ટપાલ કે ચીજ ઉપર ભુરૂં લેબલ ( જે પોષ્ટ ઑફીસેથી મફત મળે છે ) ચીજની સરનામાવાળી બાજુએ ડાબી તરફના ખુણા ઉપર ચોંટવું. હિંદુસ્તાન, ગ્રેટબ્રીટન તથા ઉત્તર આયર્લાંડ સીવાય બીજા કોઈપણ દેશના કોઈપણ ભાગમાં હવાઈ વીમાનથી ટપાલ જતી નથી. આ રીતે મોકલાતી ટપાલ ઉપર સામાન્ય દર ઉપરાંત વધારાની ફી આ પ્રમાણે છે. પોષ્ટ કાર્ડ માટે ત્રણ પૈસા, કાગળ કે પૅકેટ માટે અર્ધા તોલા સુધી એક આનો, અડધાથી એક તોલા સુધી બે આના ને તે પછી વધારાના દરેક તોલા સુધી બે આના. જો મનીઑર્ડર મોકલવો હોય તો વધારાનો એક આનો ભરવો પડે છે.

**સર્ટીફીકેટ ઑફ પોસ્ટીંગ Certificatc of posting:** જેને માટે કંઈપણ પહોંચ આપવામાં આવતી નથી, એવી પોસ્ટમાં નાખવામાં આવેલી કોઈપણ ચીજ માટે તે અમુક શહેરથી ને અમુક

તારીખે પોષ્ટ કરી છે એટલોજ સાબીતી જોઇતી હોય તો તેને માટે આ સર્ટીફીકેટ મેળવી શકાય છે. એવું ફોર્મ મફત મળે છે. ને એમાં એકી સાથે ૭ ખાના હોય છે. ૭ વસ્તુ કે ૭ કાગળ સુધીના સર્ટીફીકેટ આવા એકજ કાગળમાં મેળવી શકાય છે. દર ત્રણ અથવા એનાથી ઓછી ચીજો માટેના સર્ટીફીકેટ માટે અડધા આનાની ટીકીટ ચોડવી પડે છે. પણ આ સર્ટીફીકેટ કોઇપણ જાતની જવાબદારી સ્વીકારતું નથી.

V. P. (value payable વેલ્યુ પેબલ) આ ફોર્મ પણ પોષ્ટ ઓફીસેથી મફત આપવામાં આવે છે. આપણે વેપારી તરીકે બહારગામના કોઇ માણસને અમુક કીંમતનો માલ પોષ્ટ અથવા રેલ્વે મારફત મોકલવા માગીએ તો તેના પૈસા આપણે V. P. થી વસુલ કરી શકીએ છીએ. V. P. છોડવી પૈસા ભર્યા સીવાય સામો માણસ માલ મેળવી શકતો નથી. જો માલ થોડી કીંમતનો હોય ને તાત્કાલિક પહોંચાડવાની જરૂર હોય તો પોષ્ટથી રવાના કરવામાં આવે છે. એમાં રેલ્વે કરતાં ખર્ચ વધારે આવે છે. પોસ્ટ પારસલની માફક એને વજન કરી ટીકીટ લગાડવી પડે છે. પછી રજીસ્ટરની માફક V. P. નો નંબર પોષ્ટ ઓફીસેથી લઇ પારસલ ઉપર ચોંટાડવો પડે છે પારસલની ઉપર V. P. for Rupees fifteen only. એમ મથાળે લખવું પડે છે. એની સાથે બતાવેલું V. P. નું ફોર્મ ભરીને આપવું પડે છે. જો માલ રેલ્વે પારસલથી મોકલ્યો હોય તો તેની રેલ્વે રસીદ, ભરતીયુ, કાગળ વિગેરે કવરમાં બંધ કરી એ કવર રજીસ્ટર્ડ કવરની માફક V. P. થી મોકલી શકાય છે. એની ઉપર પણ પારસલની માફકજ તમામ વિધિ કરવી પડે છે. એક હજાર રૂપીઆથી વધુ કીંમતનું V. P. થઇ શકતું નથી. તેમ રૂપીઆ ને આના સીવાય આનાનો કોઇ ભાગ (પૈસા કે પાઇ) લખી એ ફોર્મમાં લખી શકાતો નથી.

# V. P. FORM.

[ સૂચના : ગુજરાતી લખાણ સમજ માટે છે; ફોર્મમાં આવતું નથી. ]

**Amount to be remitted to the sender (in words).**
(જેટલા રૂપીઆ માલ ધણીએ લેવાના હોય તે શબ્દોમાં)
*Five Rupees fifteen annas only.*

**Name and address of the sender (in full).**
(માલ મોકલનારનું પૂરેપૂરું સરનામું)
*Gamanlal Hiralal Badami*

*Wadifalia, Pagathia Sheri, Surat.*

**Date** 16-8-39
(તારીખ લખવી)

G. H. BADAMI
Signature of sender.
(માલ મોકલનારની ટુંકી સહી)

## INTIMATION.

Only M. O. stamp on issue.

Rs 5/- As. 15/- in payment of
(રૂ. આંકડામાં) (આના—આંકડામાં)
V P *

No. dated

Addressed to—
(જે ધણી ઉપર માલ મોકલવો હોય તેનું પુરૂં નામઠામ)
*Babulal Parushottamdas Sheth*
*Luhar chawl, Bombay*

## Indian money order
## Value Payable

આ પ્રમાણે આ ફોર્મની પાછલી બાજુએ છાપેલું હોય છે. આ પાછળની બાજુ પર વી પી. કરનારે કંઇજ ભરવાનું નથી, પરંતુ જ્યારે વી. પી. કરનારને એટલે કે માલ મોકલનાર ધણીને પોષ્ટ ખાતા તરફથી લખ્યા મુજબની રૂપીઆની રકમ મળે ત્યારે તેણે આ પાછળની બાજુએ મનીઓર્ડરના ફોર્મની માફકજ પોતાની સહી કરવી પડે છે.

વી. પી. કાયદેસર સાત દિવસ (Intimation-આવ્યું છે એવી પ્રાથમીક સુચના આપનારૂં ફોર્મ બતાવ્યા પછી) પોષ્ટ ઓફિસમાં રહે છે. ત્યાર પછી રીતસર ખબર આપીએ ને એક દિવસના બે આના લેખે પૈસા અગાઉથી ભરીએ તો પોષ્ટ ખાતું તેટલા દિવસ વધુ તે રોકી રાખે છે. નહિ તો તે પાછું મોકલી દે છે.

નાની રકમનું ને ઓછા વજનનું વી. પી. હોય તો ટપાલી સાથેજ લાવે છે. એ છોડાવવુંજ જોઇએ એવો ફરજિયાત કાયદો નથી. ના પાડીએ તો પાછું લઇ જાય છે, પરંતુ જો છોડાવવું હોય તો Intimation લેવું પડે છે. ત્યારબાદ સાત દિવસની અંદર Intimation માં લખ્યા મુજબની પોષ્ટ ઓફીસે જઇ ત્યાં પૈસા ભરી વી. પી. નું પારસલ છોડાવી લાવવું પડે છે. અગર જો માલ રેલ્વેથી આવ્યો હોય તો ફકત કવરજ આવેલું હોય છે. એમાં રેલ્વેની રસીદ ને કદાચ સાથે માલનું ભરતીયું Bill પણ હોય છે.

આવા V. P. ને V. P. P. કહે છે. કારણ એનો અર્થ Value payable (by) post થાય છે. માલ મગાવનારને એટલે કે

વી. પી. છોડાવનારને જેટલી રકમ પારસલ કે કવર પર માલ મોકલનાર ધણીએ લખી હોય છે, એથી બે કે ચાર આના વધુ ભરવી પડે છે, કારણ જે રકમ તે માલ મોકલનારને પોષ્ટ મારફત માલની રસીદ લઇ ગણી આપે છે, તે રકમ પહોંચાડવા નો M. O. મનીઓર્ડરનો થતો ચાર્જ (સો રૂપીએ એક રૂપીઆના હીસાબે) તેને ભરવો પડે છે.

## Lesson 28 પાઠ ૨૮

## Railway parcel રેલ્વે પારસલ

કોઇ પણ વેપારી બીજા વેપારીને એક શહેરથી બીજે શહેર બે પ્રકારે માલ મોકલી શકે છે. (૧) પોષ્ટ પારસલથી. (૨) રેલ્વે પારસલથી. આમાં રેલ્વે પારસલથી મોકલાતો માલ બે રીતે મોકલાય છે. By goods train એટલે માલ ગાડીથી અને By passenger train એટલે ઉતારૂઓની ગાડીથી. માલ ગાડીથી મોકલાતા માલનો દર charge (ચાર્જ) ઓછો હોય છે, પરંતુ તે મોડો પહોંચે છે, એટલુંજ નહી પણ ભાંગવા તૂટવા, અફળાવા–ઠોકાવા ને બગડવાની ધાસ્તી રહે છે, જ્યારે ઉતારૂની ગાડીથી (તૈયારીમાં) મોકલાતો માલ બહુજ જલ્દી (માણસ પહોંચે તેની સાથેજ–બીજેજ દિવસે) અને બહુજ સહીસલામત રીતે પહોંચે છે, પણ એનો દર માલગાડી કરતા ઘણો વધારે હોય છે.

કંતાણુ, કોથળા, ટાટા વગેરેમાં પારસલ સીવવામાં આવે છે, અથવા ભારે ને બગડે એવો માલ હોય (અથવા વરસાદના દિવસ હોય તો) દેવદારની પેટીમાં પેક થાય છે. ભાંગે-તૂટે એવો સામાન હોય તો Glass with care એવું લખાય છે. ભુરી શાહીથી એ પારસલ ઉપર અગર પેટી ઉપર ટુંકાણમાં લેનાર તથા મોકલનારનું પોતાનું અને

ગામ કે શહેરનું નામ લખાય છે. એની ઉપર અમુક શેરી કે મહોલ્લો એમ ઠેકાણું લખાતુ નથી* નુરના પૈસા માલ મોકલનાર અગાઉથી પણ ભરી શકે છે. તેમજ ઇચ્છા હોય તો To pay કરીને સામો માણસ ભરીને છોડવી લે એમ પણ મોકલી શકાય છે. પણ આ અંને પ્રકારની રસીદો જુદી જુદી જાતના રંગની હોય છે. (મોટે ભાગે પૈસા અગાઉથી ભરીએ તો લાલ રંગની ટુંકી ને પછીથી ભરવાના હોય તો પીળા રંગની ને લાંબી) જો વેપારી નવોસવો હોય ને માલ વી. પી. થી મોકલવો હોય તો ઘણીવાર પોતાની સગવડ ખાતર માલ મોકલનાર ને લેનાર બંને વ્યક્તિ તરીકે પારસલ પર વેપારી પોતાનુંજ નામ લખે છે. અગર લેનાર Self લખીને જે ગામ મોકલવો હોય તેનું નામ લખે છે. તે પછી રસીદની પાછળ—આ માલની ડીલીવરી અમારી વતી અમુક અમુકને આપજો—એમ લખીને પોતાની સહી આગળથી કરીને રસીદ સામા ધણીને બીડી મોકલે છે. આ પ્રમાણે કરવામાં એક ફાયદો એ છે, કે જો માલ મગાવનાર ધણી કોઇ તકરારી સંજોગોમાં મંગાવેલા માલની ડીલીવરી લેવા ના પાડે તો માલ મોકલનાર ધણી સ્ટેશન માસ્તરને તરત અરજી કરી આવા Self parcels પોતાને ખર્ચે તરત પાછા મંગાવી શકે છે. પરંતુ જો સામા માણસના નામ પર પારસલ મોકલાયું હોય તો પાછું મંગાવતા બહુજ દિવસ નીકળી જઇ ઘણી અગવડ પડે છે, ઉપરાંત ઠરાવેલી કાયદેસર મુદત કરતા વધુ દિવસ રેલવે ગોડાઉનમાં માલ પડી રહેતા તેનો Damrage charge પણ ભરવો પડે છે

---

*ફક્ત મુંબઈ શહેરમાં માલ ઘેર બેઠા મોકલવો હોય તો ખાસ વધારાના પૈસા ભરવાથી ને પૂરું સરનામું કરવાથી ત્યાં પહોંચતો થાય છે.

દાખલા તરીકે આપણે સુરતના વેપારી છીએ ને વડોદરા માલ મોકલવો હોય તો બંને રીતના નમુના નીચે મુજબ છે.

...જાણીતા વેપારીને...

To,

Purushottam Naranji Book-seller.

FROM,
*Navjivan*
*Pustakalaya*
*Surat.*

BARODA.

...અજાણ્યા વેપારીને...

To,

**SELF**

FROM,
*Navjivan*
*Pustakalaya*
*Surat.*

BARODA.

ઉપર મુજબનું લખાણ ગુજરાતીમાં પણ પારસલ ઉપર લખી શકાય છે. ત્યારબાદ રસીદની પાછળ- જો માલ રસીદમાં પહેલી રીતે સામા માણસના નામ પર મોકલાયો હોય તો Please deliver the goods to Mr. Purushottam.........કરીને મોકલનારની સહી થાય છે, અને જો બીજી રીતે Self મોકલાયો હોય તો Please

deliver the goos to Mr. G. H. Badami, Pro: Shri Navjivan Pustakalaya...એમ પોતાનું જ નામ લખીને પોતાનીજ સહી થાય છે.

એવા કોઇ ખાસ સંજોગોમાં પારસલની રસીદ ગેરવલ્લે–ગુમાઇ જતાં સ્ટેશન માસ્તરની પરવાનગીથી એક રૂપીઆના સ્ટેમ્પ ઉપર બે ઓળખીતા સાક્ષીઓની સહીથી પારસલની ડીલીવરી માલ મંગાવનારને મળી શકે છે, પણ Self પારસલની ડીલીવરી આ પ્રમાણે મંગાવનાર ધણીને મળી શકતી નથી. પોષ્ટ પારસલની માફક રેલ્વે પારસલ પણ બે દિવસના કાયદાથી વધારે રોકવું હોય તો ઠરાવેલા Damrage charges ભરવાથી રોકી શકાય છે. અગર તો ડીલીવરી લેતાં જાણી જોઇને ઢીલ કરવામાં આવતા જેટલા દીવસ વધુ સ્ટેશનના યાર્ડમાં પડી રહે તેટલા દીવસનો ચાર્જ ભરવો પડે છે. પારસલ ઘેર લઇ આવ્યા બાદ નુકસાની માટે રેલ્વે જવાબદાર રહેતી નથી. શક પડતા પારસલ સ્ટેશન માસ્તરની હાજરીમાં તોડીને પણ લઇ જઇ શકાય છે. માલીકી વિનાના, બગડતી ચીજોના પારસલો જેનાં નૂર અગાઉથી ભરવામાં આવ્યા હોતા નથી તે છોડવી ન જતા રેલવે કંપની પોતાને મળેલી કાયદેસર સત્તાથી લીલામથી તે વેચી નાખે છે, ને નૂરની વસુલાત કરતા વધુ નાણા ઉપજે તો અરજી થતાં Refund આપે છે. પારસલ ગુમ થતાં રેલવે કંપની અરજી કરવાથી તેનાં નાણાની જવાબદારી સ્વીકારે છે. વધુ જથામાં (બગડે નહી એવો) ને સળગે કે ભાંગે–તૂટે એવો કીમતી માલ હોય તો તેનો વીમો પણ ઉતારવામાં આવે છે. વેપારીઓ બેન્કની મારફત પણ રેલ્વે રસીદ ને પોષ્ટના વી. પી. મંગાવે છે. અમુક દીવસમાં બેન્કમાં નાણા ભરી રસીદની ડીલીવરી

લઈ શકાય છે. આ પ્રમાણે બેન્ક મારફત માલ મોકલવામાં પૈસાની સલામતી હોવા ઉપરાંત માલ મોકલનાર ધણીને બીજી સગવડ એ મળે છે કે માલ ઓછી કીંમતનો હોય તો તે પાછો મંગાવી બેવડા ખર્ચામાં ન ઉતરતા બેન્ક પાસે પોતાને ખર્ચે ને જોખમે લીલામથી વેચાવી નાખી શકે છે. બેન્ક આ પ્રમાણે માલનાં નાણાં વસુલ કરી પહોંચતા કરવા માટે વેપારી પાસેથી Charge ચાર્જ લે છે. ફળ-ફૂલ કે બીજો ઝટ બગડી જતો માલ-મોકલવા માટેનું નૂર રેલ્વે કંપની પહેલેથીજ લઇ લે છે. સામો ધણી નુરના પૈસા ભરીને તે છોડવી જાય એવી રસીદથી એવો માલ રેલ્વે કંપની સ્વીકારતી નથી.

---

## Lesson 29 પાઠ ૨૯

## Telegram & Telephone (ટેલીગ્રામ અને ટેલીફોન)

ટેલીગ્રામ ને ટેલીફોનમાં મોટો ફેર છે. ટેલીફોન એક માણસ પોતાને ઘેર પણ લઇ શકે છે, એટલુંજ નહી પણ શહેરને એક નાકે બેસીને બીજે નાકે આવેલા ઘરના કે દુકાનના માણસ સાથે રૂબરૂમાં વાતચીત કરતો હોય એમ વાતચીત કરી શકે છે. એવા ઘેર લીધેલા ટેલીફોનના ભૂંગળાને અમુક નંબર આપેલો હોય છે. શહેરમાં જે માણસને ટેલીફોન કરવો હોય તે માણસનો નંબર Join કરવાથી (જોડવાથી) વાત કરી શકાય છે. ટેલીફોનનું ભુંગળું હાથમાં લઈ હેલવ...હેલવ...થી શરૂઆત કરી ટેલીફોન ઓફીસના માણસને પહેલાં જે નંબર ધરાવનાર શખ્સ સાથે વાત કરવા ઇચ્છતા હોઇએ તેનો નંબર કહેવો પડે છે. જો તે નંબર બીજા કોઇથી રોકાયલો ન હોય તો તે તરત ઓફીસમાંથી જોડી અપાય છે. એટલે તરત સામા

ધણીને ત્યાં ઘંટડી Bell વાગે છે. જેથી તેને કોઇનો ફોન આવ્યો એવી એવી ખબર મળે છે. ત્યારબાદ તે માણુસ ભુંગળું કાને લગાડી વાત કરે છે.

જેને ઘેર ટેલીફોન હોતા નથી તે આડોશપાડોશમાં જેને ત્યાં હોય છે, તેને ત્યાં જઈ ફોન કરી શકે છે. અગર તો જો સામા માણુસને ત્યાં ટેલીફોન હોય ને તેનો નંબર ખબર હોય તો સરકારી ટેલીફોન ઓફીસે જઇ ત્યાં તેનો રીતસરનો દર ભરીને ત્યાંથી પણ વાત કરી શકે છે. જે માણુસો ઘેર ટેલીફોન લે છે. તેમને વરસે અમુક રૂપીઆ સરકારને ભરવા પડે છે.

* ટેલીફોન ઓફીસે જઈને એક શહેરથી બીજે શહેર પણ ધંધા-વેપારને અંગે ખાસ વાત કરી શકાય છે. જો સામા માણુસનો નંબર ન ખબર હોય તો એવા નંબરોની પુરતી માહીતી આપતી છાપેલી ચોપડી પણ ટેલીફોન કંપની તરફથી વખતોવખત બહાર પડે છે. જે દરેક માણુસ વસાવી તેનો ઉપયોગ કરી શકે છે. એટલું યાદ રાખવું કે આપણે તેનીજ સાથે ટેલીફોનથી વાત કરી શકીએ છીએ જેને ત્યાં ઘેર કે ઓફીસે ટેલીફોન લીધેલો હોય છે.

મુખ્યત્વે મોટા વેપારીઓ પોતાની ઓફીસમાં કે ઘેર આવા ટેલીફોન રાખે છે. જેમને ત્યાં આવા ટેલીફોન હોય છે, તેઓના પોષ્ટ કાર્ડ, વીઝીટીંગ કાર્ડ, પરબીડીયાં, ને નોટ પેપર પર હંમેશાં Telephone No...( અમુક ) છાપેલા હોય છે.

---

* મોટી પેઢી ને ઓફીસોમાંથી કેવળ સ્થાનીક શહેરમાંજ નહી પણ બહારના મોટા શહેરોની પેઢીમાં પણ ટેલીફોન દ્વારા વાત કરી શકાય છે. એને માટે ટેલીફોન ઓફીસમાં જવાની જરૂર પડતી નથી. જેને ત્યાં ટેલીફોન ન હોય તેજ સરકારી ઓફીસના ટેલીફોનનો ઉપયોગ કરે છે.

ટેલીફોનમાં જે કંઇ વાત જેટલી વાર કરવી હોય તે તે તમામ તેટલી વાર કરી શકાય છે. Telegram ના દોરડાને Wire (વાયર) કહેવામાં આવે છે. એ શબ્દ પણ ગુજરાતીમાં તારને બદલે વપરાતો થઇ ગયો છે. જે સરકારી ઓફીસેથી Telegram મુકાય છે તે જગ્યાને Telegraph office કહે છે.

ટેલીગ્રામ અને ટેલીફોન માટેની ઓફીસ એકજ હોય છે. ટેલીગ્રામ ઘેર બેઠા મુકી શકાતો નથી. એના છાપેલા ફોર્મ–કાગળ આવે છે. તે પર લખીને અથવા જો આવડત હોય તો કોરા કાગળ પર લખીને શહેરની ટેલીગ્રામ ઓફીસે તે આપવા જવું પડે છે. તાર માસ્તર એમાં લખેલા શબ્દો ગણીને જે પૈસા કહે, તે આપણે આપીએ એટલે તેટલી કીંમતની ટીકીટો તે ફોર્મ પર ચોઢીને તેને સિક્કો મારવામાં આવે છે, ને તાર મુકનારને તેટલા પૈસાની રસીદ મળે છે.

* જ્યાં તાર ઓફીસ હોય છે, ત્યાંજ તાર મુકાય છે. ગામડામાં તાર જતા નથી, પણ તેની પાસેના રેલ્વે સ્ટેશન પર અથવા પોષ્ટ ઓફીસમાં તાર ઓફીસ ભેગી હોય છે, ત્યાં રવાના થાય છે, ને ત્યાંથી ટપાલ મારફત બીજે દિવસે તે ગામમાં મોકલાય છે. ખાસ સંજોગમાં એક માઇલના બે આના લેખે વધારાનો ચાર્જ ભરવાથી (દિવસે) તે ગામડામાં પણ તાત્કાલીક મોકલવાની સગવડ થઇ શકે છે. તાર લખવાના છાપેલા ફોર્મ તાર ઓફીસમાંથી મફત મળી શકે છે અને કોઇ વેપારીને જો એકસામટા જોઇતા હોય તો પૈસા આપવા પડે છે,

---

* કયાં કયાં તાર ઓફીસ ને પોષ્ટ ઓફીસ હોય છે, તથા કયું સ્ટેશન કઈ રેલ્વે ઉપર છે, વિગેરે માહીતી માટેની પણ છાપેલી Post & Telegraph gnide વેચાતી મળી શકે છે.

પરંતુ એ પૈસા ભરીને મેળવેલી તારના ફોર્મની ચોપડીઓમાં દરેક ફોર્મની સાથે એક ન્હાનકડું counterfoil (કાઉન્ટર ફોઇલ) જોડેલું હોય છે. જે તારની વિગત—તારીખ વીગેરે જરૂર પડતા પુરાવા માટે લખી લઈ પોતાની પાસે રાખવા કામ લાગે છે. મોટા વેપારીઓને એ ઘણું ઉપયોગી હોય છે

તારના બે મુખ્ય વિભાગો છે. એક Inland અને બીજો Foreign. Inland (ઇનલેન્ડ) એટલે હિંદુસ્તાનના કોઈપણ ભાગમાં અને Foreign (ફોરીન) એટલે હિંદુસ્તાનના બહારના દેશમાં

પરદેશ તાર કરવો હોય તો તેના special ખાસ ફોર્મ તાર ઓફીસમાંથી મેળવી પૈસા ભરવાની તથા ક્યારે પહોંચવાની વિગેરે માહીતી ત્યાં જઈને મેળવવી પડે છે. જેટલા માઇલનું અંતર હોય તેના પ્રમાણમાં એના દર લેવાય છે એમાં પણ વળી Dlt તારનો દર ઓછો હોય છે, પરંતુ એ મોડો પહોંચે છે.

ન્યુસપેપરોના રીપોર્ટો, ભાષણો કે ખબરો મોકલવાના હોય છે, તેમાં ઘણા શબ્દોનો ઉપયોગ થતો હોઇ તેવા તારોને માટે પત્રકારો તેમજ રીપોર્ટરોને ખાસ દરમાં રાહત આપવામાં આવી છે, પણ તે દરનો લાભ public અને private (ખાનગી) તાર કરનારને મળતો નથી.

ટેલીફોનના નંબરની માફક તારનું સરનામું Address પણ ટુંકાણમાં રજીસ્ટર થઇ શકે છે. એને માટે વરસે વીસ રૂપીઆ અને છ માસ માટે બાર રૂપીઆ અગાઉથી ભરવા પડે છે. જે વેપારીને ત્યાં વેપાર અંગે પુષ્કળ તારો આવતા—જતા હોય તે દર વખતે પોતાના પર તાર મુકનાર માણસોને પોતાના આખા સરનામાના પુરા પૈસા ન ભરવા પડે એટલા માટે અમુક એકજ શબ્દ પસંદ કરી તે રજીસ્ટર કરાવે છે, અને પોતાના પત્રવહેવાર ઉપર છાપી રાખે છે,

જેથી દરેક તાર કરનાર માણસ તે શબ્દ અને ગામનું નામ લખીને તાર કરતા તે તાર તેનેજ પહોંચે છે. જેમકે: **મોહનલાલ એન્ડ બ્રધર્સ. ત્રીજી હનુમાન ગલી-મુંબઈ.** એ સાત શબ્દોના સાત આના બચાવવા Mohanlal શબ્દ રજીસ્ટર કરાવે; તો Mohanlal-Bombay એ બેજ શબ્દ લખીને તાર મુકતાં બે આના ભરવા પડે છે, ને દર વખતે દરેક તાર મુકનારને પાંચ આના બચી જાય છે.

## Ordinary (ઓર્ડીનરી) telegram

આ તાર સર્વ સામાન્ય હોઇ ગરીબમાં ગરીબ માણસ મુકી શકે છે. એમાં ઓછામાં ઓછા આઠ શબ્દોના નવ આના ભરવા પડે છે. (નવ શબ્દોના દશ આના-દશ શબ્દના અગીઆર આના એમ ગણી લેવું) અલ્પવિરામ, પૂર્ણવિરામ, એપોસ્ટ્રોફી એસ-એમ કંઈ પણ અક્ષર લખાય તેનો રીતસર એક શબ્દનો એક આના લેખે ચાર્જ ગણાય છે. એટલે તાર લખનારે જરૂર જેટલું ટુંકું અંગ્રેજી લખવું. મુકનાર તરફનું નામ પણ બનતા સુધી સામો માણસ ઓળખે એટલું નાનુંજ મુકવું. આઠ શબ્દથી ઓછા શબ્દ મુકવા છતાં નવજ આના ચાર્જ લેવાય છે. નવ આનાથી ઓછી કીંમતનો તાર થતોજ નથી, પરંતુ આઠ આના પછીના દર એક શબ્દ દીઠ એક આનો વધુ ગણાય છે. આવા તાર મુકાયા પછી વધુમાં વધુ બેથી અઢી કલાકની અંદર મોટા શહેરમાં પહોંચી જાય છે* સરનામું ખોટું હોય અથવા તાર લેનાર ન મળે તો તાર મોકલનારને સરનામે પાછો આવે છે. એને માટે કંઇજ ચાર્જ લેવામાં આવતો નથી.

---

* રવિવાર તથા રજાના દિવસોએ આવો ઓર્ડીનરી તાર મુકાતો નથી. ફક્ત એક્સપ્રેસ તાર ડબલ ચાર્જ ભરીને મુકાય છે, અને તે ઉપરાંત એક રૂપીઓ વધારાનો ચાર્જ પણ ભરવો પડે છે.

## Express ( એક્સપ્રેસ ) telegram

એને Urgent (અરજન્ટ) wire પણ કહે છે. કારણ એ ઓર્ડીનરી કરતાં અડધા વખતમાં એટલે કે લગભગ અડધા કે એક કલાકની અંદર પહોંચી જાય છે. આ તાર મુકવો હોય તો તારના ફૉર્મની ડાબી બાજુએ ઉપલા ભાગમાં × આવી ચોકડી કરવી પડે છે, અગર Express શબ્દ લખવો પડે છે. એમાં એક શબ્દનો દર બે આના લેખે ગણાય છે. એ પણ આઠથી ઓછા શબ્દનો થતો નથી ને ઓછામાં ઓછો એક રૂપીઓ બે આના દર ભરવો પડે છે.

## Reply paid ( રીપ્લાઇ પેઇડ )

જે ધણીને તાર મુકીએ તેની પાસે જવાબ જોઇતો હોય, ને તે ગાંઠના પૈસા ખર્ચી જવાબ નહી આપે એમ આપણને લાગે તો આપણે તેના જવાબ મોકલવાના પૈસા પણ અહીં ભરી શકીએ છીએ. આવા તારને **Reply paid જવાબી તાર** કહેવામાં આવે છે. એમાં આપણે જેટલા શબ્દ મુકીએ તેટલા શબ્દના Ordinary તાર હોય તો એક શબ્દના એક આના લેખે અને Express તાર હોય તો એક શબ્દના બે આના લેખે જે રકમ થાય, તે ઉપરાંત જવાબ માટેના ઓછામાં ઓછામાં ઓછા નવ આના ( ને જવાબ પણ Express wire થી જોઇતો હોય તો ઓછામાં ઓછા એક રૂપીઓ બે આના) ભરવા પડે છે.

આમ કરવાથી આપણા તારની સાથે એક બીજું જવાબ માટે પૈસા ભર્યા છે તે બતાવતું ખાસ ફૉર્મ તે સામા ધણીને પહોંચાડવામાં

આવે છે. અને તે માણુસ એ ફોર્મનો ઉપયોગ કરી જવાબ મોકલે છે. પરંતુ જો જવાબ લખવામાં તે ભરેલા પૈસાથી વધુ શબ્દનો ઉપયોગ કરે તો તેટલા વધારાના પૈસા તેને ત્યાંની તાર ઓફીસમાં ભરવા પડે છે. જો જવાબ માટે નવ આના ભરવા હોય તો ફક્ત તારની ફોર્મની એક બાજુમાં Reply paid શબ્દ લખવો ને વધુ પૈસા ભરવા હોય તો સાથે તે રકમ જણાવવી. જેમકેઃ Reply paid 12/As.

આવા જવાબી તારનો જવાબ મળવોજ જોઇએ, એવું કંઇજ નથી. જવાબી તાર મૂકયા છતાં પણ જો સામો માણુસ Form રાખી મુકે ને તારનો જવાબ ન આપે તો એને માટે કંઇ સજા થતી નથી તેમ એ કોઇ એવો ગુન્હો ગણાતો નથી, પરંતુ આવા નકામા પડી રહેલા Reply paid ફોર્મના પૈસા ફોર્મમાં પાછળ છાપેલા નિયમ મુજબ અરજી કરીને Refund (રીફંડ) પાછા મેળવી શકાય છે. આવું Refund મેળવવાનો હક છ માસ સુધી રહે છે. ત્યાર પછી તે નકામું થઇ જાય છે.

જો સાદા કાગળ પર તાર લખ્યો હોય તો તાર ઓફીસમાં તે સરકારી તારના ફોર્મ પર ચોઢી દેવો પડે છે. કોઇને તાર લખી આપીએ તે વેળા તારની નીચે કદાપી પણ આપણે તેનાં નામની આપણા હસ્તાક્ષરમાં સહી કરવી નહી. અગર જો તાર દુશ્મનાવટથી મુકાયલો કે ખોટો સાબીત થાય તો સહી કરનાર માણુસને માથે તમામ જવાબદારી

આવે છે. માટે આપણે જો પૂરેપૂરા ઓળખતા હોઇએ તોજ એવા પારકાના તાર નીચે તેનાં નામથી સહી કરવી. નહી તો તેના અંગુઠાની છાપ લઇ S/D for કરીને તેનાં નામની સહી કરવી. તાર અંગ્રેજીમાં લખાય છે પરંતુ સહી કોઇપણ ભાષામાં થઇ શકે છે. તાર લખ્યા બાદ મોકલનારનું પૂરૂં નામઠામ ભરવું પડે છે. એ તારના શબ્દોમાં ગણાતું કે મોકલાતું નથી તેમ એના પૈસા લેવામાં પણ આવતા નથી.

રવિવાર તથા રજાના દિવસો સિવાય બીજા દીવસોએ સવારના આઠથી રાતના આઠ સુધી સામાન્ય દરે તાર જાય છે. પણ જો આઠ વાગ્યા પછી રાતના તાર મુકવો હોય તો Express ના બેવડા ચાર્જ ઉપરાંત એક રૂપીઓ વધારે (લેઇટ ફીનો) ભરવો પડે છે. તાર મોટા શહેરમાં ગમે ત્યાં રાતના પહોંચાડાય પણ છે.

જો એકજ શહેરમાં જુદા જુદા માણસોને જુદી જુદી જગાએ એકજ વિગતનો તાર મુકવો હોય તો એકજ ફોર્મમાં મુકી શકાય છે, અને તેમાં ઓછો ખર્ચ આવે છે. જેમકેઃ મુંબઇમાં ત્રણ વેપારીને નીચે મુજબની એકજ વિગતનો તાર કરવો હોય તો...

---

To,

(1) Ramlal Motilal Patel

Girgaon,

(2) Chunilal S. Kapadia

Kalbadevi,

(3) Ratilal Bhailal Marfatia

Prarthnasamaj,

BOMBAY.

*Don't buy. See letter.*

SWADESHI STORE.

---

વળી એકને બદલે બે ત્રણ માણસો એકી સાથે પણ એકજ જાતનો તાર મુકી શકે છે. એ બધાનાં નામ નીચે મુકનાર તરીકે ભેગા પણ લખાય છે. જેમકે:

To,

Ratanchand Devchand Bros,

Princess Street,

Bombay.

*Catch first train. Presence badly required.*

Virchand Shroff

Dhansukh Mehta

Ramesh Nanavati

## છાપેલા તારનું ફોર્મ ભરવાનો નમુનો તથા સમજ

*( Nothing is to be written by the sender above this line. )*

| If this telegram is to be classed EXPRESS, write the class here | જો તાર એક્સપ્રેસ હોય તો એક્સપ્રેસ શબ્દ અહીં લખો. | If this telegram is on State business, the word STATE should be written in this space. | રાજદ્વારીતાર હોય તો અહીં State business લખો. |
|---|---|---|---|

| When a reply is to be prepaid, write the words "Reply Paid" and the amount in the space below. જવાબ માટે પૈસા ભર્યા હોય તો Reply paid શબ્દ તથા સાથે ભરેલી રકમ અહીં લખો. | TO | Name (તાર લેનારનું નામ)<br>Address (તાર લેનારનું ઠેકાણું)<br>Telegraph Office (જ્યાં તાર ઑફિસ હોય એવા નજીકના ગામ, શહેર કે રેલ્વે સ્ટેશનનું નામ) |
|---|---|---|

[ જે કંઇ લખવું હોય તે લખાણની વિગત ]

*FroM* { (મોકલનારનું ટુંકું નામ)

*NOT TO BE TELEGRAPHED* (તારમાં મુકવામાં આવતું નથી) { *Signature and Address of Sender* ______ (મોકલનારની પુરેપુરી સહી) ______ (મોકલનારનું પુરેપુરૂં ઠેકાણું)

## છાપેલા તારનાં ફોર્મનો તૈયાર ભરેલો નમુનો.

*( Nothing is to be written by the sender above this line. )*

| If this telegram is to be classed EXPRESS, write the class here. | **Express** | If this telegram is on State business, the world STATE should be written in this space. | |
|---|---|---|---|

When a reply is to be prepaid, write the words "Reply Paid" and the amount in the space below.

**Reply paid**
**0/10**

TO {
Name **Babulal Purushottamdas**
Address **C/o Reliance Electrical Store**
Telephone Office **Luhar chawl,**
**BOMBAY.**

# WIRE YOUR RESULT

*From* { Gamanlal Badami

*NOT TO BE TELEGRAPHED* { *Signature and Address of Sender*

Gamanlal Hiralal Badami
Wadifalia Pagathia street,
SURAT.

<u>સાદા કાગળ ઉપર લખેલા તારનો નમુનો</u>

To.

**Ratilal Nathubhai Dalal**

Opposite Big Masjid

**Rander**

( Dist; Surat )

*Come soon. Uncle serious.*

**Gamanlal**

---

From Gamanlal Hiralal Badami.

Shri Navjivan Pustakalaya, Tower Road, Surat.

---

<u>ખુશાલીના ખાસ ટુંકા છ આનાના તારનો નમુનો</u>

**Ratanchand Raichand**

Vaniavad

**Chikhly**

*Congratulations*

**Badami**

જે તારોની બાબતમાં તાર ખાતાની ભૂલ સાબીત થાય તેને માટે આપેલા હાંસલનાં નાણાં સાધારણ રીતે પાછા આપવામાં આવે છે. ટપાલને પોષ્ટ મારફત પહોંચતા જેટલો વખત લાગે તેના કરતા સાધારણ તારને પહોંચતા જો વધારે વખત લાગ્યો હોય તો એવી બાબતમાં (અમુક ખાસ સંજોગો સિવાય) ભરેલાં નાણાં પાછા મળે છે. તાર ખાતા માટેની ફરીયાદ પોષ્ટ માસ્તર જનરલને કરવી. ખાતાની ભૂલ નહિ હોય એવી બાબતમાં પૈસાની Refund માગણી માટેની અરજી કલકત્તાની ટેલીગ્રાફ ચેક ઓફીસના અમલદારને કરવી. તમામ ફરીયાદો માટે ફક્ત વધુમાં વધુ બે માસની મુદત રાખવામાં આવી છે.

નાતાલની, નવા વર્ષની (દીવાળીની) પરીક્ષામાં પાસ થયાની, લગ્નની વગેરે ખુશાલીની ખબરો તા. ૧૪ મી ડીસેંબરથી તા. ૬ ઠી જાનેવારી સુધી ખાસ ઓછા દરે તારથી મોકલવામાં આવે છે પરંતુ આવા તારોમાં લેનાર ધણી તથા તેના સરનામાના ચાર શબ્દો, મોકલનારનાં નામનો એક શબ્દ ને બીજો એક શબ્દ ગણી છ શબ્દો મુકાય છે. અને તેના છ આના લેવામાં આવે છે. (Express તારના બાર આના)

**સૂચના :** G. લખો કે આખું નામ Gulabsingh લખો પણ શબ્દ એકજ ગણાય છે. રૂપીઆ પૂરા હોય તો ભૂલ ન થાય માટે આવી /– નીશાની કરવી. જેને તાર મુકીએ તે ધણી આપણું સરનામું ન જાણતો હોય તો નીચે સહી કરીએ (From લખ્યું હોય) તે જગાએ પુરું સરનામું લખવું. એના દરેક શબ્દ દીઠ એક આનાના હીસાબે પૈસા લેવામાં આવે છે. તાર લખવામાં શબ્દો ટુંકા ને વાકયો ક્રિયાપદ વગરના ચાલી શકે છે.

## તાર લખવામાં વપરાતા અમુક ખાસ ટુંકા શબ્દો.

રૂપીઆ મોકલો Remit (રેમીટ). રૂપીઆ મોકલ્યા Remitted.
માલ મોકલો Despatch (ડીસપેચ) goods. મોકલવું Send.
સ્વીકારવું Accept (એકસેપ્ટ). કબુલ કરવું Agree (એગ્રી).
ફાયદાથી Profitably (પ્રોફીટેબ્લી). ભાવ Rate (રેટ).
તેજી High (હાઇ). મંદી Dull (ડલ). બજાર Market.
સમધારણ Common, steady. ચઢ-ઉતર Irregular.
પુરૂં પાડવું Supply. આગ લાગી છે. Caught (કૉટ) fire.
મરી ગયો છે. Expired (એકસ્પાયર્ડ), died, off. (ઓફ)
સ્ટેશને લેવા આવો. Receive. ખબર કરો Inform.
તારથી જવાબ આપો Wire. તાર મારફત Telegraphically.
ડબ્બો ભરવો Load wagon. ખાલી કરવું Vacate, Unload.
હાલત Condition. છેલ્લો શ્વાસ લેવો Breathing last.
ઉતાવળથી Soon, Quick, Quickly, Immediately.
પહેલી ગાડી પકડો. Catch (Pick up) first train, Start.
કાગળ જુઓ (વાંચો) See letter, Letter follows.
સખત ઘાયલ થયો Desperately wondered. હાજરી Presence.
સખત જરૂર છે. Badly needed, Urgently required.
વિવાહ Betrothal (બીટ્રોથલ). નક્કી થવું Settle.
ઠહરાવું Engage (એન્ગેજ) જરૂરી Necessary (નેસેસરી)
ઉઠમણું Day of condolence (કોન્ડોલેન્સ)
તબિયત Health. સુધરવું Recover (રીકવર)
ભયંકર-Serious, Hopeless. ચિંતા કરવી Worry (વરી)

## Contents of the telegram તારમાં મૂકાતી વિગતો

(૧) મનુના વિવાહ થયા. Manu betrothed. (૨) ફરામ ને શીરીન અદરાયા. Faram and shirin engaged (૩) સગાઈ તૂટી ગઈ. Betrothal Broken. (૪) લગ્ન પચ્ચીસમીનાં નક્કી થયાં. Marriage settled (on) twenty fifth. (૫) જલ્દી આવો, તમારી હાજરીની ખાસ જરૂર છે. Come soon, (quick-quickly-immediately) Presence badly required (૬) પહેલી ગાડીએ આવો. Catch (come) first train. (૭) તાકીદે ઉપડો. Start immediately. (૮) મોતીની હાલત ગંભીર છે. Moti serious. (Hopeless હોપલેસ - Desperately ill ડેસપરેટલી ઇલ - Breathing (બ્રીધીંગ) last.) (૯) મોઢું જોવું હોય તો આવો Start wishing (desiring) to see face. (to see her last). (૧૦) કાકા આજે સવારે ગુજરી ગયા. Uncle died (expired) this morning. (૧૧) ઉઠામણું આવતે સોમવારે રાખ્યું છે. Condolence day next Monday. (૧૨) હવે પિતાજીની તબિયત સુધરતી જાય છે. ફીકર કરશો નહિ. Don't worry. Father's health recovering (now) (૧૩) એમને ડૉ. અધ્વર્યુની દવા ચાલુ છે. He is under doctor Adhvaryu's treatment. (૧૪) દીલગીર છું. કંઈ બની શકે એમ નથી. Sorry. Can't help. (૧૫) બહેનની તબીયતની તારથી ખબર આપો. Wire sister's health. (૧૬) રતનલાલ બપોરની ફાસ્ટમાં આવે છે. વાંદરા સ્ટેશને હાજર રહો. Ratanlal starting (by) fast. (train) Receive (him at) Bandra. (૧૭)

જીવણલાલ ત્યાં આવ્યા હોય તો ખબર આપો. Wire (inform) if Jivanlal there. (૧૮) શંકર ચોરી કરીને ન્હાસી ગયો છે. જરૂરી તપાસ કરો. Shanker stole and escaped. Enquire. (make necessary inquiries) (૧૯) બને તો પ્રયત્ન કરો નહી તો પછી પડતું મેલો. Try if possible, Otherwise leave off. (૨૦) તમારાથી બનતો પ્રયત્ન કરો. Try your best. (૨૧) માગણીને પહોંચી વળાય એમ નથી. વધુ ઓર્ડર લેવા બંધ કરો. Demands unmatchable. Cease (stop) taking further orders. (૨૨) પચાસથી સાઠ સુધીમાં માગણી કરો. Offer (bid) fifty to sixty. (૨૩) અત્યારે બજાર મંદુ છે ખરીદો નહી. Don't buy (stop buying). Market dull. (૨૪) અફીણના ભાવ ચઢઉતર છે. Opium rates irregular. (૨૫) બની શકે એટલી રકમ રવાના કરો. Send possible amount (sum). (૨૬) માલ મોકલ્યો છે. પાંચસો રૂપીઆની હુંડી બીડી. Goods despatched. Enclose 500/– Hundi. (૨૭) બજારમાં માલની ખેંચ છે. સોદો રદ કરો. Market tight. Cancel contract. (કેનસલ કોન્ટ્રાકટ). (૨૮) પાંચ હજાર રૂપીઆ તારથી મોકલ્યા છે. બે વેગણ ભરો ને રવાના કરો. Remitted 5000/–telegraphically. Despatch two loaded wagons. (૨૯) સો ખાંડી ભરૂચ ૨૦૫ માં ખરીદ્યો. Bought hundred candies Broach at 205/– (૩૦) બસો ખાંડી જયપુરની ૨૫૦ ને ભાવે કબાલો કરો. Contract Jaipure 200/– candies at 150/–. (૩૧) પાંચસો ગુણુ અળસીની નીઝામ આગબોટ પર

ચઢાવી છે. Shipped 500/–bags linseed (લીનસીડ) on steamer Mizam. (૩૨) સુતર બજાર મધ્યમ છે. Yarn (cotton) market steady. (૩૩) નાણા ભીડ ઘણી છે. Great scarcity (સ્કેરસીટી) of money. (૩૪) બજાર મજબુત છે. વેચીએ કે નહિ? Market strong. Sell or not? (૩૫) બસો ગુણ સફેદ સારા તલ ફાયદાથી ખરીદો. Buy best white sesamum (સીસમમ or tilli તીલ્લી) 200/–bags profitably (પ્રોફીટેબ્લી). (૩૬) તાર મળ્યો. બે પારસલ રવાના કર્યાં છે. ભાવ હંમેશ મુજબ. કાગળ જુઓ. (wire) Received. Two Parcels despatched (forwarded–sent). Rates as usual. See letter. (letter follows). (૩૭) ભલી દુવાઓ સાથે નવું વરસ મુબારક ચાહું છું. New years greetings with best wishes. (૩૮) રોહીત પાસ થયો તે બદલ મુબારકબાદી. Congratulations (કોન્ગ્રેચ્યુલેશન્સ) for Rohit'a success. (૩૯) અવાય એમ નથી. રજા મળતી નથી. Impossible (can't or unable) to come. Leave not sanctioned. (સેન્કશન્ડ ગ્રાન્ટેડ granted). (૪૦) આવવાનું ચૂકશો નહીં. Don't fail to come. (અથવા do come). (૪૧) લલીતાએ છોકરાને જન્મ આપ્યો છે. તબિયત સારી છે. Son born (to) Lalita. (Both) O. K. (well). (૪૨) ગોડાઉનને આગ લાગી છે. નુકસાનનો અંદાજ બે હજારનો છે. Godown caught fire. Lost estimate 2000/–. (૪૩) શંભુ ઘોડાગાડીમાં કચડાઇ ગયો છે. Shambhu crushed by carriage accident. (૪૪) અફી વાત ફુટી ગઇ છે. Bubble

burst (બબલ બર્સ્ટ) here (Matter revealed રીવીલ્ડ) (૪૫) સુશીલાને લઇને મનોહરનાં લગ્નમાં હાજર થાવ. Attend Manohar's marriage Accompanying ( એકમ્પનીંગ ) Sushila. (૪૬) મા વિનાની શોભાને દીલાસો દેજો Console (કોનસોલ) motherless Shobha. (૪૭) વી. પી. પાછું ફર્યું છે. ખર્ચની નુકસાનીનો દાવો માંડીએ છીએ. V. P. Refused. Filing suit against freight-loss (૪૮) ક્વોલીટી હલકી છે. વધુ માલ મોકલતા નહી. Don't supply more goods. Quality inferior (ઇનિફીરીઅર) (૪૯) સફાઇબંધ ને ઉંચી જાતનો માલ હોય તો એક બંડલ રવાના કરો Despatch one bundle if quality superior (સુપીરીઅર અથવા best) and smooth. (૫૦) કેસની અઢારમી તારીખ નક્કી થઈ છે. આવી રહેવાની ગોઠવણ કરો. Case date eighteen fixed. Arrange to come. (૫૧) મુકર્દમાની માંડવાળ થઈ છે. રૂપીઆ પાંચસો તારથી મોકલાવો. Case compromised (કોમ્પ્રોમાઈઝડ). Remit 500/- telegraphically.

---

## Lesson 30 પાઠ ૩૦

## પત્ર-લેખન પદ્ધતિ Letter writing method ( મેથડ )

પોસ્ટ કાર્ડ Post card (P. C) પરબીડીયું An envelope.
બીડેલા કાગળ સાથેનું પરબીડીયું Letter (લેટર)
પરબીડીયામાં ઘડી વાળીને બીડાય એવો કાગળ Note-paper
કાગળનું મથાળું Heading (હેડીંગ) અંદરની બીના Cotents
ટુંકી સહી Sign (સાઇન). પૂરી સહી signature (સીગનેચર)

સરનામું An address (એડ્રેસ). સરનામું કરવું To address
જેની ઉપર કાગળ લખ્યો હોય તે Addressee (એડ્રેસી)
જેણે કાગળ લખ્યો હોય તે Addresser (એડ્રેસર)
સહી કરવી. To sign. ટપાલમાં નાખવો To post (પોષ્ટ)
ટીકીટ A stamp (સ્ટેમ્પ). ચોડવી To affix (એફીક્સ)
કાગળ મળવો To receive a letter. ટપાલી Post-man
ટપાલ વહેંચવી To deliver (ડીલીવર) the Post
ટપાલની ટીકીટો Postal stamps (પોષ્ટલ સ્ટેમ્પ્સ)
પૈસા લેનાર (જેને મોકલ્યા હોય તે) Payee (પેયી)
પૈસા મોકલનાર Remitter (રેમીટર), Sender (સેન્ડર)
પૈસાની જે રકમ મોકલાય તે Remittance (રેમીટન્સ)
(ટપાલની) વહેંચણી Delivery (ડીલીવરી). પુરાંત Balance

## સરનામાં Addresses એડ્રેસીસ

સરનામામાં કોઈ માણસનાં નામની આગળ મોટે ભાગે (મિત્ર સિવાય) Mr. (મીસ્ટર) લખાતું નથી પણ કુમારીકાનાં નામ આગળ Miss (મીસ) ને પરણીતા સ્ત્રીનાં નામની આગળ Mrs. (મીસીસ) આવે છે. તેમ છતાં Mr. લખો તો નામની આગળ લખાય છે, અને એ લખાય તો એની પછી પાછળ Esq. લખાતું નથી.

આ સિવાય ડૉક્ટર હોય તો આગળ Dr; પ્રોફેસર કે પ્રોપાયટર હોય Pro: વગેરે લાગે છે. ડીગ્રીધારી હોય તો B. A. M. A. વગેરે નામ પુરૂં થયા બાદ લાગે છે. નાઇટ-ઓનરેબલ-ખાનસાહેબ કે રાવસાહેબ ઇત્યાદિ કોઈ ખિતાબ હોય તો તે નામની અગાડી લાગે છે. આ સિવાય બીજાં સામાન્ય નામોની પાછળ Esq. (એસ્કવાયર) લગાડાય છે. હમણા ગુજરાતીમાં પુરૂષના નામની આગળ

માનાર્થે વપરાતા શ્રીમતી શબ્દને બદલે અંગ્રેજીમાં પણ Sjt. અને સ્ત્રીનાં નામની આગળ શ્રીમતી શબ્દને બદલે Smt. લખાય છે.

આ ઉપરાંત નામની પછી Co; (કંપની), & Co, (એન્ડ કંપની), L'td. (લીમીટેડ) & Sons (એન્ડ સન્સ). & Bros. (એન્ડ બ્રધર્સ વગેરે લખાય છે. (આ લાગ્યા પછી Esq. લાગતું નથી) બે ત્રણ ભાઈઓની ભેગી દુકાન હોય તો Bros. અને પુષ્કળ ભાગીદારોની કંપની હોય તો આગળ Messrs (મેસર્સ) લાગે છે.

કોઈ કંપની-ઓફિસ-પેઢી-બેન્ક કે વર્તમાનપત્રનું કાર્યાલય હોય તો વ્યવસ્થાપકને The manager (મેનેજર), માલીકને The Proprietor (પ્રોપાયટર), શાળાના મુખ્ય શિક્ષકને The Head master અથવા Principal, સંચાલકને The Agent (એજન્ટ) અધિપતિ-તંત્રીને The Editor (ઍડીટર) અને મંત્રીને The Secretary (સેક્રેટરી) લખીને તેની પછી તે સંસ્થાનું નામ લખાય છે પછી Sir, Dear sir, Respected sir કે Gentleman લખીને કાગળની શરૂઆત થાય છે. (એક કરતાં વધુ માણસની કંપની હોય તો Dear sir, Gentlemen, એમ બહુવચનમાં સંબોધન લખાય છે)

કોઈ શખ્સ કોઈને ત્યાં રહેતો હોય અગર કોઈની ઓફીસે કે પેઢીએ નોકરી કરતો હોય તો પહેલાં તે શખ્સનું નામ લખી બીજી લીટીમાં C/o (કેર ઑફ) કરીને જેને ત્યાં તે રહેતો હોય તેનું અથવા તે પેઢીનું નામ લખાય છે.

સરનામાં ચઢઉતર લીટીમાં જમણી બાજુએ સીડીના રૂપમાં લખાય છે. કવર મોકલનારનું નામ છાપેલું ન હોય તો ડાબી બાજુએ Bracket (કૌંસ) કાઢીને નાના અક્ષરે From કરીને લખનારનું ટુંકું નામ-ઠામ લખાય છે.

## ગુજરાતી-અંગ્રેજી સરનામાના નમુના.

| | |
|---|---|
| મેનેજર : | Manager, |
| શ્રી હરિહર પુસ્તકાલય | Shree Harihar Pustakalay |
| ભણવાનાં જૂનાં પુસ્તકો વેચનાર | Dealers in Secondhand school-books. |
| ટાવર રોડ, | Tower Road, |
| સુરત. | SURAT. |
| શ્રીયુત્ ગમનલાલ હીરાલાલ બદામી | Sjt. Gamanlal H. Badami |
| વાડીફળીઆ પગથીઆ શેરી, | Wadifalia, Pagathia Street, |
| સુરત. | SURAT. |
| વૈદ્ય મદનલાલ ભાઈશંકર | Vaidya Madanlal Bhaishanker |
| ગોપીપુરા, હગવાસાની ખાડી, | Gopipura, Hagvasa Khadi, |
| સુરત. | SURAT. |
| મંત્રી : | Secretary, |
| શ્રી કંસારા જ્ઞાતિ મંડળ | Shri Kansara Gnati Mandal |
| મહીધરપુરા, જદાખાડી, | Mahidharpura, Jadakhadi, |
| સુરત. | SURAT. |

| | |
|---|---|
| ગોવિંદજી દાહ્યાભાઇ નાયક<br>માલીક : " શ્રી અનાવીલ બંધુ પ્રેસ "<br>બરાનપુરી ભાગોળ,<br>સુરત. | Govindji Dahyabhai Naik<br>Pro: " Shri Anavil Bandhu Press "<br>Baranpuri Bhagol,<br>SURAT. |
| ગંગાદાસ ઈ. પટેલ બી. એ.<br>સાર્વજનિક હાઇસ્કુલમાં મળે.<br>નાનપુરા, સુરત. | Gangadas E. Patel B A.<br>C/o. Sarvajanik High school,<br>Nanpura, SURAT. |
| ચીફ ઓફિસર :<br>રાંદેર મ્યુનીસીપાલીટી<br>રાંદેર<br>(જીલ્લે સુરત). | Chief Officer,<br>Rander Municipality<br>RANDER<br>(Dist; Surat). |
| રમણીકલાલ જમનાદાસ વકીલ<br>બી. એ. એલ. એલ. બી.<br>ગોધરા. | Ramniklal Jamnadas Vakil<br>B. A. L. L B.<br>GODHRA. |

કોઇ અમુક માણસની વતી સહી કરવી હોય તો S/D કરીને તેજ માણસનું નામ લખવું. જો કોઇ અરજી કે ખાસ દસ્તાવેજની નકલ ઉતારીને મોકલવી પડે તો SD. (signed) કરીને સહી કરવી. જો શેઠ અગર ઉપરી અમલદાર તરફથી આપણને સત્તા હોય તો આપણું નામ લખીને પછી For લખવું ને તે પછી તે અમલદારનો હોદ્દો જણાવવો. જેમકે:

S. D. Manu (Head clerk)
For
The Manager, Surat Electricity Co.

નાની ચીઠ્ઠીને Chit (ચીટ) અથવા Note (નોટ) કહે છે. એમાં મથાળે તારીખ કે કંઇજ ન લખતા એ પૂરી થાય ત્યાં ડાબી બાજુને એક ખુણે ગામ કે શહેરનું નામ ને તારીખ નાને અક્ષરે લખાય છે. જેમકે: Surat 10/8/39. જે વ્યક્તિને કાગળ કે ચિઠ્ઠી લખીએ તેની સાથે આપણે જેવો સંબંધ ધરાવતા હોઇએ તે મુજબનું સંબોધન વાપરી શરૂઆત થાય છે એ ઉપરાંત છેવટે સહી કરતી વેળા પણ સ્નેહ-સંબંધને અનુસરીનેજ લખાણ લખાય છે. ટુંકાણમાં કાગળને મથાળે sir હોય તો છેડે પણ sir લખવું ને Dear Sir હોય તો Dear Sir લખવું.

## શરૂઆતનાં સંબોધનો Headings (હેડીંગ્સ)

અજાણ્યા માણસને, અમલદારને, દુકાનદારને એકલું Sir સંબોધન લખવું. ઓળખાણવાળા માણસોને, મિત્રોને, શિક્ષકને, ઉપરીને વગેરેને Dear sir લખવું. ખાસ સ્નેહી, વધુ પડતી ઓળખાણવાળી વ્યક્તિ. કે સગા ભાઇ-બેનને My dear...(પછી નામ) લખવું. આપણા પૂજ્ય વડીલ, પતિ-પત્ની, માબાપ વગેરેને My dear, My beloved કે My most beloved લખવું પૂજ્ય ગુરૂ, ધર્મગુરૂ વગેરેને Revd. sir કે

Respected sir લખાય છે. કોઇ સામાન્ય રીતે મિત્રને Dear mr......પણ લખે છે. વેપારીની પેઢીને Messrs......& Co; લખાય છે. જો એકથી વધુ માણુસોને ઉદ્દેશીને લખવું હોય sirs, Dear sirs વગેરે લખાય છે. જો કોઇ અમુક પેઢીના (અણુઓળખીતા) એકલા માલીકને લખવું હોય તો Gentleman અને વધુ ભાગીદાર હોય એવી પેઢીને Gentlemen સંબોધીને લખાય છે.

## અંતીમ વાક્યો Endings (એન્ડીંગ્સ)

(૧) તમારી હરેક રીતે ફતેહ ઇચ્છનો. Wishing you every success. (૨) ભલી દુઆઓ સાથે. With best wishes. (૩) જલદી જવાબની રાહ જોતો Awaiting your reply soon. (૪) તમારા સંતોષકારક જવાબની વળતીજ ટપાલે આશા રાખતો. Hoping to receive a favourable reply at your earliest convenience. (૫) તમારા તરફથી નવીન ખબર મેળવવાની વળતી ટપાલે ઇચ્છા રાખતો. Hoping to hear from you at the return of post. (૬) તસ્દી માફ કરજો. Excuse for the trouble given. (૭) જલ્દી જવાબ આપવાની કૃપા કરશો, એવી આશા સેવતો. Hoping to be favoured with your early reply. (૮) મને સંભારે તેને સલામ (વંદન—જયશ્રી કૃષ્ણ કહેજો) *Convey my best respects (or compliments). (૯) આપનો (અગાઉથી) આભારી. Thanking you in anticipation (૧૦) તમારા પત્રની રાહ જોતો. Waiting for your response. (૧૧) અમે બધા અત્રે ખુશીમાં છીએ ને તમે પણ હશો

* Convey ની જગાએ કોઈ કોઈ Tell વાપરે છે, તે ખોટું છે.

એવી આશા રાખીએ છીએ. We all are well (O. K.) at home, and hope you and the family to be in the same condition. (૧૨) મારે લાયક કંઇ કામકાજ હોય તો લખજો. Any work like me.

## સહીઓ Signatures (સીગ્નેચર્સ)

કાગળ લખી રહ્યા પછી નીચે સહી કરતી વેળા દરેક વ્યકિત પોતાના દરજ્જા ને સંબંધ પ્રમાણે લખે છે. (૧) આપનો નમ્ર સેવક Your obediently અથવા Your obedient servant (pupil son, daughter) (૨) હું છું સાહેબ આપનો સદાનો નમ્ર સેવક I am (remain) sir, your most obedient (humble) servant...(૩) આપનો વહાલો Your loving... અથવા Yours affectionately (૪) કોઇ વેપારી હોય તો તેને–આપનો વિશ્વાસુ Yours faithfully (૫) કોઇ અજાણ્યા માણુસને–આપનો સાચ્ચે Yours truly (૬) સામાન્ય સગાં–સ્નેહીને Yours (most) sincerely લખાય છે. (૭) પોતાનાથી ચડતા દરજ્જાવાળાને- Yours respectfully અથવા respectfully yours લખાય છે (૮) કોઇ ઉપરી અમલદારને અરજી કરીએ તો–(પહેલી લીટીમાં) I beg to remain (બીજી લીટીમાં) Sir (ત્રીજી લીટીમાં) Your most obedient servant લખાય છે. એ પછી લખનારની સહી થાય છે. જેમકે

*I beg to remain*
*Sir,*
*Your most obedient servant*
*Dhanjisha Daruwala.*

## Lesson 31 પાઠ ૩૧ મો
## Notes & letters ચિઠ્ઠીઓ અને કાગળો

સુરત, તા. ૧૫-૮-૩૯

મહેરબાન માસ્તર સાહેબને માલુમ થાય કે મારી બેન રાધાનું સખ્ત માથું દુખતું હોવાથી એ આજે નિશાળે આવી શકશે નહી, માટે એની માંદગી પુરવા મહેરબાની કરશોજી.

લી. આપનો વિશ્વાસુ
રમણ દેસાઇ

Dear sir,

As my sister Radha is suffering from a severe head-ache, she is unable to come to* school to day. So please mark her sick on the roll and oblige.

Surat, 15-8-39 — Yours sincerely,
Raman Desai.

અમદાવાદ તા. ૯-૮-૩૯

મહેરબાન માસ્તર સાહેબને સલામ સાથે લખવાનું કે મને ગઈ કાલથી સખ્ત તાવ આવે છે. માટે હું સારો થાઉં ત્યાં સુધી રજીસ્ટરમાં મારી માંદગી પૂરશોજી.

આપનો આજ્ઞાંકિત શિષ્ય,
નરેન્દ્ર એમ. વ્યાસ.

Respected sir,

As I am laid up with fever since yesterday, kindly mark me sick in the register (on the roll) till I attend school.

Ahmedabad 9-8-39 — Yours obedient pupil,
Narendra M. Vyas.

---

* Unable to come *to* ને બદલે cannot come to અથવા unable to attend પણ વાપરી શકાય છે.

મુંબઇ, તા. ૧૧-૮-૩૯

વ્હાલા સાહેબ,

વિ. વિ. સાથે લખી જણાવવાનું કે મારા પુત્ર ભાઈ રમણની તબિયત આજે સવારે સારી ન હોવાથી એનાથી નિશાળનું લેસન થયું નથી, તો એને માફ કરશોજી.

લી. આપનો હંમેશનો
હરદેવરામ.

Sir,

As my son Raman's health was not good this morning, he could not prepare his home-work. Kindly excuse him and oblige.

Bombay,
11-8-39

Yours Ever,
Hardevram

ભરૂચ, તા. ૧૨-૮-૩૯

મહેરબાન માસ્તર સાહેબને માલમ થાય કે ભાઇ મનુને આજે ન્યાતમાં જમવા જવાનું હોવાથી બપોરે બે વાગે રજા આપશોજી.

લી. વિનિત,
પ્રાણશંકર ત્રીવેદી.

Sir,

As my brother Manu has to attend our caste-dinner at 2-0 p. m. to day, kindly grant him permission to leave school and oblige.

Broach,
12-8-39

Yours truly,
Pranshanker Trivedi.

સુરત, તા. ૧૫-૮-૩૯

મહેરબાન માસ્તર સાહેબને માલમ થાય કે ભાઇ મનુનાં પેટમાં સખ્ત દુખાવો થતો હોવાથી એનાથી આજે લેસન થયું નથી. માટે એને માફ કરવા કૃપા કરશોજી.

લી. સેવક,
હર્ષદ દવે.

Sir,

As Manu had a severe pain in his stomach, he was unable to prepare his school-lessons. Please, therefore, forgive him and oblige.

Surat, 15-8-39

Sincerely yours,
Harshad Dave.

કલકત્તા, તા. ૧૮-૮-૩૯

મહેરબાન માસ્તર સાહેબને માલમ થાય કે મારી બદલી કલકત્તાથી મુંબાઇ-સેન્ટ્રલ સ્ટેશને થઇ છે, માટે મારા પુત્ર કૃષ્ણકાન્તનું સર્ટીફીકેટ કાઢી આપવા તસ્દી લેશોજી, અને તે ભાઇ કૃષ્ણકાન્ત સાથેજ મોકલશોજી.

લી. આપનો વિશ્વાસુ
શ્રીકાન્ત શ્રોફ

Dear sir,

As I am transferred from Calcutta to Bombay Central Station, please issue the Leaving Certificate of my son Krishnakant, and send it along with him.

Calcutta, 18-8-39

Yours truly,
Shrikant Shroff.

રાણીતળાવ,
સુરત તા. ૧૨-૭-૩૯

મેસર્સ મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે (બુકસેલર)
અમદાવાદ

નીચેનાં પુસ્તકો ઉપર લખેલે સરનામે તાકીદે વી. પી. પી. થી મોકલી આપવા મહેરબાની કરશોજી.

૧ નકલ **વાલ્મીકી રામાયણ**...કીમત. રૂા. ૮/-
૧ નકલ **સ્વામી વિવેકાનંદ**...કીમત. રૂા. ૩/-

આપનો વિશ્વાસુ,
શાન્તીલાલ ગો. દેસાઇ.

Ranitalao,
Surat, 12-7-39.

To,

Messrs, Mahadeo Ramchandra Jagushte
Bookseller, **Ahmedabad.**

D/sirs,

Please oblige me by sending me the following books immediately by V. P. P. at the above mentioned address.

1 Copy Valmiki Ramayana Price Rs. 8/-
1 Copy Swami Vivekanand Price Rs. 3/-

Yours faithfully,
Shantilal G. Desai.

મહેરબાન પોષ્ટ માસ્તર જનરલ,

જનરલ પોષ્ટ ઓફિસ, **સુરત.**

સલામ સાથે જણાવવાનું કે મેં ગઇ તારીખ પહેલી જુલાઇએ અહીંની ઝાંપા બજારની પોષ્ટ ઓફિસેથી રૂા. ૨૫) નો એક મનીઑર્ડર નં. બી-૩૮૪ નો **નાથુભાઇ દેવચંદ ઝવેરી બજાર-ભરૂચને** સરનામે કર્યો હતો જેની પહોંચ હજુ સુધી મને મળી નથી. તો આપ સાહેબ આ બાબતમાં તાકીદે ઘટતી તપાસ કરી મને જણાવવા મહેરબાની કરશોજી.

સૈયદપુરા, વવશેરી,<br>સુરત તા૦ ૧૫-૮-૩૯ } લી૦ આપનો વિશ્વાસુ<br>જી. કે. દરૂ.

To,

The post master General,<br>General Post office,<br>**Surat.**

Sir,

I beg to inform you that I have sent Rs. 25/- by money order from Zampa Post office, numbered B/384 to Nathubhai Devchand, Zaveri Bazar, Broach, on the 1st of July, for which I did not get the payee's receipt upto now.

I, therefore, request you to make necessary inquiries into the matter, and kind enough to inform me at the earliest of your convenience.

Saiyadpura Vav Street,<br>Surat 15/8/39. } Yours faithfully,<br>*G. K. Daru.*

## પૈસા મળ્યાની રસીદ Receipt note

પંડિત ઉમાકાન્ત શર્મા પાસેથી આજ રોજ રૂા. ૮૦૦) અંકે અંકે રૂપીઆ આઠસો પુરા આભાર સહીત મળ્યા છે.

આગ્રા<br>
તા. ૨૦-૮-૩૫

અયોધ્યાપ્રસાદ મિશ્ર<br>
સ. દ. પોતે

Received with thanks from Pandit Umakant Sharma the sum of Rs. 800/- Eight hundred only.

Agra<br>
20/8/35

Ayodhya Prasad Misra.

## દિલાસાપત્ર Letter of condolence

પ્રીય ભાઇ નરોતમ,

તમારા નાનાભાઈના અકાળ અવસાનની ખબર સાંભળી હું ઘણોજ દીલગીર થયો છું. ઇશ્વર તમને જે ન પુરાય એવી ખોટ ગઇ છે, તે ખમવાને ધીરજ અને શાન્તિ આપો.

કાલબાદેવી રોડ,<br>
મુંબઇ, ૨૫-૮-૩૯

તમારો સદાનો,<br>
મગનલાલ જી. દેસાઈ

Kalbadevi Road,<br>
Bombay, 25/8/39

My dear Narotam,

I am much grieved to hear the untimely death of your younger brother. May God give you patience and courage to bear the loss which is irreparable.

Yours ever,<br>
Maganlal G Desai.

## લગ્નનું આમંત્રણ Marriage Invitation

બેગમપુરા,
સુરત, તા. ૧૯–૮–૩૯

વ્હાલા ભાઇ રામસિંહ,

મ્હારા ભાઈ દેવેન્દ્રનાં લગ્ન તા. ૨૭–૮–૩૯ને રોજ નક્કી થયાં છે, તેથી આ પત્રિકા દ્વારા સહકુટુંબ તેમાં ભાગ લેવા હું તમને આગ્રહપૂર્વક વિનંતી કરૂં છું.

તમારા આવવાની તારીખની અને ગાડીની મને ખબર આપી આભારી કરશોજી, જેથી હું આપને સ્ટેશને લેવા આવવાની ગોઠવણ કરી શકું.

તમારો સ્નેહી,
ડૉક્ટર એન. એમ.

My dear Ramsinh,

As the marriage of my brother Devendra is fixed on 27–8–39, I sincerely entreat (invite) you to take part in it along with the members of your family.

Be kind enough to inform me the date and train of your coming, that I can manage to receive you on the station.

Begampura,
Surat 19/8/39.

Sincerely yours,
Doctor N. M.

## ભલામણપત્ર Letter of Recommendation

સગરામપુરા,
સુરત. તા. ૧૯-૮-૩૯

વ્હાલા ભાઇ પ્રીયવદન,

આ ચીઠ્ઠી લાવનાર માણસ મારા એક પરમ સ્નેહી છે. એમને આપને ત્યાં જે જગ્યા ખાલી છે, ત્યાં નીમવા માટે હું આપને ભલામણ કરું છું.

લી. ભવદીય,
ઇન્દ્રકુમાર શાસ્ત્રીના સ્નેહવંદન.

Sagrampura,
Surat, 19/8/39

Dear Mr. Priyavadan,

The bearer of this note is a heartiest friend of mine. I recommend him to you to appoint him on the vacant post in your office.

Yours faithfully,
Indrakumar Shashtri.

## રેલવેમાં ખાનું રીઝર્વ કરાવવા બાબત

મહેરબાન સ્ટેશન માસ્તર સાહેબ,

મુંબાઇ સેન્ટ્રલ

સવિનય જણાવવાનું જે આવતી કાલે રાત્રે ૯ વાગે જે ગાડી આપના સ્ટેશનેથી ઉપડે છે, તેમાં મુંબાઇ સેન્ટ્રલથી અમદાવાદ સુધીનો એક સેકન્ડ ક્લાસ કંપાર્ટમેન્ટ રીઝર્વ કરશોજી.

આ સાથે રૂ. ૫૦) નો ચેક બીડ્યો છે.

૩૮૯, કાલબાદેવી રોડ,
મુંબાઇ તા. ૧૩-૮-૩૯

આપનો વિશ્વાસુ
કાંગા એ. એસ.

## To Reserve a Railway Compartment

To,

The station master,

'Bombay Central.'

Sir,

Please reserve a second class compartment in the passenger train which will start from your station to-morrow at 9 p. m. from Bombay Central to Ahmedabad.

I am enclosing you herewith a cheque of Rs. 50/- only.

389, Kalbadevi Road,
Bombay, 13/8/39

Yours truly,
Kanga A. S.

## ઘર ખાલી કરવાની નોટીસ.

સેન્ડહર્સ્ટ રોડ,
મુંબાઇ તા. ૧૨-૮-૩૯.

રા. રા. નાનુભાઇ સી. દેસાઇ.

ફ્રેન્ચ બ્રીજ, મુંબાઇ.

આથી હું તમને નોટીસ આપું છું, કે ઘર નં. ૧૩૮, બ્લોક નં. ૧૦ જે ફ્રેન્ચ બ્રીજ ઉપર આવેલું હોઇ આપના કબજામાં છે, તે ચાલુ માસની આખરે એટલે કે તા. ૩૦-૮-૩૯ ને રોજ ખાલી કરશોજી.

આપનો વિશ્વાસુ,
શેઠ એન. ટી.

Sandhurst Road,
Bombay, 11-8-39

To,

Nanubhai C. Desai Esqr;
French Bridge, Bombay.

Dear sir,

I do hereby give you notice that the house No. 138 block No. 10 situate at French Bridge and which is in your possession at present should be vacated by you by the end of the current month i. e. 30-8-39.

Yours faithfully,
Sheth N. T

## પ્રોમીસરી નોટ-જ્યારે માગો ત્યારે પૈસા આપવાની ચીઠ્ઠી

આથી હું તમો શંકરલાલ ગોવિંદજી લાલાને લખી આપું છું, કે મેં નીચે સહી કરનારે આજરોજે તમારી પાસેથી રૂપીઆ ૮૦૦) અંકે આઠસો પૂરા રોકડા લીધા છે. જેની આ પ્રોમીસરી નોટ મેં તમોને લખી આપી છે એ રકમ ૭ ટકાના વ્યાજ સહીત તમે જ્યારે માગો ત્યારે પાછી આપવા વચનથી બંધાઉં છું.

પુના ૨૦-૮-૩૯ } (એક આનાની રેવન્યુ ટીકીટ ચોઢવી) સખારામ ધોન્ડુ અચરેકર
સ. દ. પોતે

## Promissary Note

On demand I promise to pay Shankarlal Govindji Lala-or order the sum of Rs. 800/- i. e. Rupees Eight hundred only, interest being 6% per annum for the value received in cash.

Poona, 20-8 39 } Sakharam Dhondu Achrekar.

## ઇન્કમટેક્ષ રીફન્ડ માટેની અરજી

મે. ઇન્કમટેક્ષ ઓફીસર સાહેબ,

નાનપુરા, સુરત.

વિ. વિનંતિ સહીત જણાવવાનું જે મને મારા રૂા. ૧૦૦) અંકે રૂપિયા એકસો પાછા મોકલશોજી, કારણ કે હું કોઈ રીતે ઇન્કમટેક્ષને પાત્ર નથી.

આ સાથે મેં ઇન્કમટેક્ષ રીફન્ડ ફોર્મ ભરીને બીડયું છે

ગોપીપુરા,
સુરત,
૧૨–૮–૩૯

હું છું,
આપનો તાબેદાર સેવક,
મહેતા એન એલ.

## Application for Incomtax Refund

To,

The Income-tax Officer,

Nanpura, Surat.

Sir,

I have the honour to request you to refund me Rs. 100 0-0 i. e. Rupees One hundred only as I am not liable to income tax in any way.

I have enclosed herewith the income-tax refund form duly filled in.

Gopipura,
Surat.
12-8-39

I have the honour to be,
Sir,
Your most obdt. servant.
Mehta N. L.

## શિક્ષકની જગ્યા માટે અરજી

ગોપીપુરા—ગોલવાડ,
સુરત તા. ૧૯–૮–૩૯

મે ઑનરરી સેક્રેટરી,

સાર્વજનિક એજ્યુકેશન સોસાયટી,
**સુરત.**

મુંબાઇના "**ટાઇમ્સ ઓફ ઇન્ડિઆ**" પત્રમાં એક શિક્ષકની ખાલી જગ્યા માટેની આપની જાહેર ખબર વાંચી, હું નીચે સહી કરનાર ઘણીજ નમ્રતાપૂર્વક મારી સેવા તે જગ્યા માટે અર્પવા અરજ કરું છું.

મારી લાયકાત સંબંધી જણાવવાનું કે હું મુંબાઇની વિદ્યાપીઠનો બી. એ. (સ્નાતક) છું, અને અંગ્રેજી નામાનું સંગીન જ્ઞાન ધરાવું છું. ઓછામાં ઓછા રૂા ૬૦)ના દરમાયાની હું આશા રાખું છું. મારી ઉમર ૨૮ વર્ષની છે.

હું એક ઉચ્ચ જમીનદાર કુટુંબનો છું, અને જો હું આપની મંડળીમાં જગ્યા મેળવવા ભાગ્યશાળી નીવડીશ તો મારા ઉપરીને સંતોષ આપવામાં હું પાછી પાની કરીશ નહિ.

આપના કૃપાપત્રની રાહ જોતો

હું છું,

આપનો અતિ તાબેદાર સેવક,

**જશવંતલાલ સન્મુખલાલ દેસાઈ**

## An application for a teacher's Post

To,

The Hon. Secretary,

' Sarvajanik Education Society ',

Surat.

Sir,

Having read your advertisment in the" Times of India", Bombay, regarding a teacher's post, I, the undersigned, most humbly and respectfully beg to offer my services for it.

As for my qualifications, I have passed the B. A. Examination of the University of Bombay, and have sound knowledge of Book-Keeping The minimum salary That I expect is Rs. 60/- p. m. (per month). My age is 28.

I belong to a noble family of Jamindars and if I shall be so fortunate to get a job in your society, I will leave no stone unturned to satisfy my superiors.

Anticipating a favourable reply.

I beg to remain

Sir,

Gopipura, Golvad<br>Surat.

Your most obedient Servant<br>Jasvantlal S. Desai

## Lesson 32 પાઠ ૩૨ મો

## કહેવતો Proverbs (પ્રોવર્બ્સ)

(૧) અક્કરમીનો પડીઓ કાણો. When sorrows come, they come not singly, (સીન્ગલી) but in battalions (બેટેલીયન્સ). (૨) ચોરીનો માલ ચંડાળે જાય ને પાપી હાથ ઘસતો થાય. Cheating play never thieves. (૩) અણી ચૂક્યો સો વરસ જીવે. Threatened folks (થ્રીટન્ડ ફોક્સ) live long. (૪) અતિ લોભ પાપનું મૂળ. Avarice (એવરાઇસ) is the root of all evils.–or–Much wants more and loses all. (૫) અધુરો ઘડો છલકાય ઘણો ને ખાલી ચણો વાગે ઘણો. Empty vessels make most sound. (૬) હૈયે તેવું હોઠે. As we think so we speak. (૭) અન્ન તેવો ઓડકાર. (સંગ તેવો રંગ.) A man is known by the company he keeps. (૮) ગરજ સરે કે વૈદ વેરી. When the cow is old, she is soon sold. (૯) અલ્પ જ્ઞાન અતિ હાણ. A little knowledge is a dangerous thing. (૧૦) ઉતાવળે આંબા ન પાકે. Rome was not built in a day. (૧૧) આગ લાગે ત્યારે કુવો ખોદવો. To shut the stable-door when the steed is stolen. (૧૨) આજનું કામ કાલ પર ન રખાય. Delay (ડીલે) is dangerous. (૧૩) આડે લકડે આડો વ્હેર. Desperate (ડેસપરેટ) cuts have desperate cures. (ક્યોર્સ) (૧૪) આપકી લાપસી પરાઇ કુસકી. Everyone thinks his shilling (શીલીંગ) thirteen pence.

(૧૫) આપ ભલા તો જગ ભલા. Good mind, good find. –or–Despise none, despair of none. આપ મુઆ પછી ડુબ ગઇ દુનીયા. Death's day is dooms (ડુમ્સ) day. (૧૭) આપ મુઆ વીના સ્વર્ગે ન જવાય. Crosses are ladders (લેડર્સ) that lead to heaven. (૧૮) આપ સમાન બળ નહી, મેઘ સમાન જળ નહી. Every tub must stand on its own bottom. (૧૯) આભ ફાટે ત્યાં થીંગડું ક્યાં દેવાય? (પેટ ફાટે ત્યાં પટો ક્યાં બંધાય?) No fence against a flail (ફ્લેઇલ)–or–Against God's wrath (રૉથ) no castle (કેસલ) is the underproof (અંડરપ્રુફ). (૨૦) આવે ઘોડા વેગે જાય કીડી વેગે. Mischiefs come by the pound and go by the ounce (ઔંસ). (૨૧) જે રસ્તે આવે તે રસ્તે જાય, (અથવા) ચોરને પોટલે ધૂળની ધૂળ. So got, so gone. (૨૨) સાઠી બુદ્ધી નાઠી. Old age is second childhood. (૨૩) આંગળી આપતાં પહોંચું પકડે. Give him an inch, and he will take an ell. (એલ=સવા વાર) (૨૪) આંધળાને આરસી ને બહેરાને શંખ. (ભેંસ આગળ ભાગવત,) (પત્થર પર પાણી.) Do not throw pearls before swine. (સ્વાઇન) (૨૫) આંધળા ગામમાં એરંડો પ્રધાન. A heron (હેરોન) is a king among cows. (૨૬) હું કહું છું કંઇ એ સાંભળે છે કંઇ. (આંધળો કહે ભીંત ને બહેરો કહે મસીદ.) I talk of chalk and you talk of cheese. (ચીઝ) (૨૭) દવેસી લેતા ગુજરાત જાય. All grasp (ગ્રાસ્પ) all lose. (૨૮) જે કરો તે

વિચારીને કરો. Look before you leap. (૨૯) ઉજળું એટલું દુધ નહી, પીળું એટલું સોનું નહી. All that glitters (ગ્લીટર્સ) is not gold. (૩૦) ઉતાવળા સો બહાવરા ધીરા સો ગંભીર. Haste (હેઇસ્ટ) is waste, or slow and steady wins the race. (૩૧) સુથારનું મન બાવળીએ. A cat always dreams of mice. (૩૨) ઉંઘ ન જુએ સાથરો-ભૂખ ન જુએ ભાખરો. Hunger is the best sauce (સૅાસ) and fatigue (ફેટીગ) is the best pillow. (૩૩) ઉંદરનો જીવ જાય ને બીલાડીને હસવું થાય. (એકને હોળી ને બીજાને દિવાળી.) One man's food is another man's poison. (૩૪) એક નુર આદમી હજાર નુર કપડાં. Fine feathers (ફેધર્સ) make fine birds. (૩૫) એકના પાપે વહાણ ડુબે. All might perish, (પેરીશ) for the sake of one Jonah. (જોનાહ) (૩૬) એક પંથ દો કાજ. (એક કાંકરે બે પક્ષી.) To kill two birds with one stone. (૩૭) એક મ્યાનમાં બે તલવાર ન સમાય. Freinds may meet but mountains never greet. (૩૮) ઓટીમાંનું હારે ને મુઠીમાંનું જીતે. (હાથે તે સાથે) A bird in the hand is worth two in the bush. (૩૯) આંધળાની લાકડીનો ઇશ્વર બેલી. A blind man's wife needs no paint. (૪૦) કથા સાંભળી ફુટ્યા કાન તોય ન આવ્યું અખા બ્રહ્મ-જ્ઞાન. Black stones will never turn white. (૪૧) કમજોર ઓર ગુસ્સા બહોત. A little pot is soon hot. (૪૨) કરણી તેવી પાર ઉતરણી. (વાવે તેવું લણે

ને કરે તેવું ભરે. As you sow, so shall you reap. (૪૩) બોલવું સ્હેલ છે, કરવું મુસ્કેલ છે. Easier said than done. (૪૪) કહેણી તેવી કરણી. Practise what you preach. (પ્રીચ) (૪૫) કાકા મામા કહેવાના ને ગાંઠે હોય તે ખાવાના. (ચઢતી પર ચાળીસ ને પડતી પર કોઇ નહિ) With provisions (પ્રોવીઝન્સ) in store, we have friends by score (સ્કોર). (૪૬) આજની વાત આજે-કાલની વાત કાલે. Take care of to day, do not think of to-morrow. (૪૭) કાળા ગયા ને ધોળા આવ્યા. He is grey before he is good. (૪૮) કુમળી ડાળ જેમ વાળીએ તેમ વળે. A green wound (વુન્ડ) is soon healed (હીલ્ડ). (૪૯) કુંભાર કરતા ગધેડાં ડાહ્યા. Fools rush in where angles (એન્જલ્સ) fear to tread. (ટ્રેડ). (૫૦) આજે હસો ને કાલે રડો. (ભરતી પછી ઓટ ને હર્ષ પાછળ શોક.) Smile on Saturday, weep on Sunday. (૫૧) મગજે મગજે મતી ફેર. Many men, many minds. (૫૨) કાંકરે કાંકરે પાળ બંધાય ને ટીપે ટીપે સરોવર ભરાય. Constant (કોન્સ્ટન્ટ) dropping wears away stones and little strokes fell great oaks (ઓકસ). (૫૩) ખપ તેનો છોછ (બાધ) નહી. (ગરજે ગધેડાને બાપ કહેવો પડે); (ગરજ સાકરથી ગળી); (ઉઠયા દેવ ને ન જોયું ચોમાસું.); (બાવો ઉઠયો ને બગલમાં હાથ.) Necessity has no low.-or-All is fine that is fit.

(૫૪) ખાડો ખોદે તે પડે. Evil to him, who evil thinks. (૫૫) ખાનાર પીનાર ને ખુદા દેનાર. Spend and God will send. (૫૬) ખાવું તેનું ખોદવું નહી. Cast no dirt (ડર્ટ) in the well that gives you water. (૫૭) પાઇ પકડી રાખે ને પૈસાને જતો કરે. Penny wise and pound foolish. (૫૮) જર ચાહે સો કર. (દામ કરે કામ, બીબી કરે સલામ.) Money makes the mare (મેર) go. (૫૯) જ્યાં લગી શ્વાસ ત્યાં સુધી આશ. While there is life, there is hope. (૬૦) જાણી જોઈને કુવામાં ન પડવું. (છતી આંખે અંધ ન બનવું.) Let not your eyes cut your throat (થ્રોટ). (૬૧) સતી શ્રાપ દે નહી, શંખણીના શ્રાપ લાગે નહી If wishes were horses, beggars would ride. (૬૨) સંપ ત્યાં જપ. Union (યુનીઅન) is strength.–or–Harmoney (હારમની) is peace. (૬૩) ટકાની ડોશી ને ઢબુ મુંડામણ, (સોના કરતા ઘડામણ મોંઘી.) (ખોદવો ડુંગર ને કાઢવો ઉંદર.) Much ado about nothing. (૬૪) ડુબતો માણસ તણખલાને વળગે. A drowning man will catch a straw (સ્ટ્રો). (૬૫) ઢમ ઢોલ–માંહે પોલ. (મુખમેં રામ બગલમેં છુરી.) A large building, a low foundation (ફાઉન્ડેશન). (૬૬) તરત દાન ને મહા પુન્ય. He giveth twice that giveth in a trice (ટ્રાઇસ). (૬૭) ટેજીને ટકોરો ને ગધેડાને ડીફો. A word to the wise, a rod (રૉડ) for a fool.

(૬૮) થોડાબોલું ને થાંભલા કોરું. Still waters run deep. (૬૯) દાઝ્યા પર ડામ ને પડયા પર પાટુ. Salt to a sore (સોર). (૭૦) દાવ આવે ત્યારે સોકઠી મરાય. (લક્ષ્મી ચાંદલો કરવા આવે ત્યારે મોઢું ધોવા ન જવું.) Strike the iron while it is hot. (૭૧) દીવા પાછળ અંધારું. No rose without a thorn.-or-Every light has its shadow (શેડો). (૭૨) દુકાળમાં અધિક માસ. Misfortunes seldom come singly. (૭૩) દુધને દાઝેલો છાશ પણ ફુંકીને પીએ. A burnt child dreads (ડ્રેડ્સ) fire. (૭૪) દેખવું નહી ને દાઝવું નહી. Out of sight, out of mind. (૭૫) દેશ તેવો વેશ. (થાય તેવા થઇએ.) In Rome, be a Roman. (૭૬) નબળો માટી બૈરી પર શૂરો. A coward husband is a hero to his wife. (૭૭) ન બોલ્યામાં નવ ગુણ. Silence is golden (the best virtue). (૭૮) નહી મામાં કરતા કાણા મામા સારા. (ફુલ નહી તો ફુલની પાંદડી.) Something is better than nothing-or-Better late than never. (૭૯) નાગો ન્હાય શું ને નીચોવે શું? Beggars cannot be bankrupts (બેન્કરપ્ટસ). (૮૦) નામ તેનો નાશ. Every tide has its ebb. (એબ). (૮૧) નામીચો ચોર માર્યો જાય. Once a thief always a thief. (૮૨) પાણી પહેલાં બાંધીએ પાળ. Prevention is better than cure (ક્યોર).-or-Make hay while the sun shines.-or-In fair whether prepare for foul. -or-A stich in time saves nine. (૮૩) પંચ કહે તે

પરમેશ્વર. The voice of the people is the voice of God. (૮૪) બળીઆના બે ભાગ, (મારે તેની તલવાર.) Might is right. (૮૫) બાપ તેવા બેટા. Like father like son–or–As is the tree, so is the fruit. (૮૬) બોલે તેના બોર વેચાય. (માગ્યા વિના મા પણ ન પીરસે.) A close mouth catches no flies. (૮૭) ભણતા પંડિત નીપજે લખતાં લહીઓ થાય. Practise makes a man perfect. (૮૮) ભરમ ભારી ખીસા ખાલી. Great boast (બોસ્ટ) little roast (રોસ્ટ). (૮૯) મન ચંગા તો કથરોટમાં ગંગા. A clear conscience is the best divinity. (૯૦) માથું આપે તે મિત્ર. A friend in need is a friend indeed. (૯૧) સકરમીની જીભ ને અકકરમીના ટાંટીઆ. Beauty weeps and fortune enjoys. (૯૨) વહેલો તે પહેલો. First come, first served (સર્વ્ડ). (૯૩) વિનાશકાળે વિપરીત બુદ્ધિ. Pride goeth before distruction (ડીસ્ટ્રક્શન). (૯૪) શેરને માથે સવાશેર. Measure for measure. (૯૫) ચડતી પછી પડતી. (આનંદ પછી આઘાત) Rise and fall–or–Every pleasure is followod by pain. (૯૬) વધારે ડાહ્યો થવા જાય એ વધુ ખરડાય. (આવડે ન ઘેંસ ને રાંધવા પેંસ.) Jack of all but master of none. (૯૭) સો દહાડા સાસુના તો એક દહાડો વહુનો. (સોનીના સો તો લુહારનો એક.) Every man has his own turn. (૯૮) હાથના કર્યા હૈયે વાગે. Evil to him who evil thinks. (૯૯) બહુ કરે તે થોડાને માટે. Much pains, little gains.

(૧૦૦) ગઈ તીથી જોશી ન વાંચે. (જાગ્યા ત્યાંથી સવાર.) Done is done, it cannot be undone. Let bygones be bygones, (બાઇગોન્સ) (૧૦૧) ગરજે ગધેડાને બાપ કહેવો પડે. (વાર્યા નહિ તે હાર્યા વળે.) What cannot be cured must be endured. (એન્ડયોર્ડ) (૧૦૨) ગરજ સરી કે વૈદ વેરી. A fig to the doctor when cured. (૧૦૩) ભાઇ ભાઇને ખાય. Diamonds out diamonds.–or– Like cures like. (૧૦૪) ગાજ્યા મેઘ વરસે નહી. Barking dogs seldom bite. (૧૦૫) ગામ ત્યાં ધેડવાડો. (ઘેર ઘેર માટીના ચુલા.) Roses have their thorns–or– Every medal has its reverse. (રીવર્સ). (૧૦૬) ગામમાં પેંસવાના સાંસાં ને પટેલને ઘેર ઉન્હાં પાણી, Beggars and borrowers (બેરોઅર્સ) should be no choosers. (ચુઝર્સ) (૧૦૭) ગાયને દોહી ને કુતરાને પાવું. To rob Peter, to pay Paul. (૧૦૮) ગોળ નાખે એટલું ગળ્યું થાય. (અધિકસ્ય અધિક ફલમ્) Plenty makes dainty. (ડેઇન્ટી) (૧૦૯) મનુષ્ય ધારે છે કંઇ, ને કુદરત કરે છે કંઇ. (આદર્યાં અધુરા રહે, હરી કરે સો હોય.) Man proposes and God desposes. (૧૧૦) ઘઉં ખેતમાં બેઠા પેટમાં. Count not your chickens before they are hatched. (હેચ્ડ) (૧૧૧) બહુ થાય તે થોડા માટે. After a storm comes a calm. (કામ) (૧૧૨) ઘરના છોકરાં ઘંટી ચાટે ને ઉપાધ્યાયને આટો આપે. Charity begins at home. (૧૧૩) ઘરમાં વાઘ ને બહાર બકરી. Argus at home but a mole abroad. (૧૧૪) ઘરની બળી વનમાં ગઇ તો વનમાં લાગી લ્હાય. (ચુલામાંથી હોલામાં.) Out of

the frying-pan into the fire. (૧૧૫) ઘર વેચીને તીરથ કરવું. To deal with fool's doll. (૧૧૬) દોરડી બળી ગઈ પણ વળ ન ગયો, (કુતરાની પુછડી વાંકી તે વાંકી) Slander always leave a slur. (સ્લર) (૧૧૭) માણસ માત્ર ભુલને પાત્ર. (ચઢે તે પડે ને ભણેલો ભૂલે.) Man is liable to err.–or–To err (એર) is human. (૧૧૮) ક્ષમા વીરનું ભૂષણ.To forgive is devine. (૧૧૯) ચાકરી કરે તે ભાખરી પામે. No pains no gains.–or–No sweat (સ્વેટ) no sweet. (૧૨૯) ચાર દીવસની ચાંદની ને ફીર અંધારી રાત A new broom sweeps clean. (૧૨૧) ચાર મળે ચોટલા તો ભાંગે ઓટલા Too many cooks spoil the broth. (બ્રોથ) (૧૨૨) ચોરનો ભાઈ ઘંટી ચોર. Set a thief to catch a thief. (૧૨૩) ચોરીની ચોરી ને ઉપરથી સરજોરી. (ઉલટો ચોર કોટવાળને દંડે) Roguery supplants justice (રોગરી સપ્લેન્ટસ જસ્ટીસ). (૧૨૪) ચોરીનો માલ ચંડાળે જાય. Evil got, evil spent. (૧૨૫) છાણના દેવ ને કપાસીઆની (વાલની) આંખ. Like saint like offering. (૧૨૬) જર કરાવે વેર. Lend your money and lose your friend. (૧૨૭) જાગે તે જીતે ને ઉંઘે તે હારે. A sleeping cat catches no mice. (૧૨૮) કમળો હોય તે પીળું દેખે. All looks yellow to the jaundiced (જોન્ડીસ્ડ) eye. (૧૨૯) થુંકેલું ન ચટાય. Law makers should not be law breakers. (૧૩૦) જેવા ભાઈનાં મોસાળાં તેવાં બેનનાં ગીત. (જેવા દેવ તેવી પૂજા.) Tit for tat–or–Like for like.–or–Blow for blow.

(૧૩૧) હિંમતે મરદા તો મદદે ખુદા. Heaven helps those who helps themselves. (૧૩૨) હાથી દરબારે ને દીકરી ઘરબારે. Everything has its place. (૧૩૩) હીરાની કીંમત ઝવેરી કરે A pebble and a dimond are alike to a blind man. (૧૩૪) અશક્તિમાન ભવેત્ સાધુ. (પડ્યા તો કે પગે લાગ્યા) Grapes are sour. (૧૩૫) કાર્ય સાધયામી કિંવા દેહં પાતયામી. Do or die. (૧૩૬) નવરો બેઠો નખોદ વાળે. An idle man tempts the devil. (૧૩૭) ધંધો થોડો ને ધાંધલ ઘણી. Much ado about nothing.-or-The idle folks have much labour. (૧૩૮) દિવાનીમાં જવું ને દીવાન બનવું. (હડ્યાનું મોં કાળું) Far from court far from care. (૧૩૯) નામ મોટાં ને દર્શન ખોટાં. (ભરમ ભારી ને ખીસાં ખાલી.) Clean clothes and emply pockets. (૧૪૦) ધીરજનાં ફળ મીઠાં Patients is bitter but its fruits are sweet. (૧૪૧) આપ સમાન બળ નહી ને મેઘ સમાન જળ નહી. Every tub must stand on its own bottom. -or-No help like self help. (૧૪૨) હોઠ સાજા તો ઉત્તર ઝાઝા. (મન ચંગા તો કથરોટમાં ગંગા.) Where there is a will there is a way. (૧૪૩) રામ રાખે તેને કોણ ચાખે? (રામની રક્ષા ને ભીમનો દોરો) Retribution (રીટ્રીબ્યુશન) belongs to God.-or-Whom God will help, none can hinder. (૧૪૪) મીયાં બીબી રાજી તો ક્યા કરે કાજી? Law is inoperative (ઈનઓપરેટીવ) when parties agree. (૧૪૫) બકરૂં કાઢતાં ઉંટ પેસે. To go for wool and come home shorn. (૧૪૬) પાણીમાં રહેવું

ને મગર સાથે વેર. To sit in Rome and strive with the Pope. (૧૪૭) કોઇએ પોતાનું નસીબ વેચી ખાધું છે? Every man is the architect (આર્કિટેક્ટ) of his own fortune. (૧૪૮) ભણો સાથે ગણો. Study mankind as well as books. (૧૪૯) નમે તે સહુને ગમે. The more humble the more noble. (૧૫૦) દમડી દમડી કરતા રૂપીઓ થાય. Little & often fills the purse–or–Many a little makes a mickle. (૧૫૧) પંચકી લકડી એકકા બોજ. Many hands make light work. (૧૫૨) પારકી આશ સદા નીરાશ. Dependence upon others is a certain disappointment.

## Lesson 33 પાઠ ૩૩ મો

## Vocabulary of useful & important words

## અગત્યના ઉપયોગી શબ્દોનો શબ્દકોષ

રણશીંગુ Bugle (બ્યુગલ). સભાપતિ Chairman (ચેરમેન)
મંત્રી Secretary (સેક્રેટરી). પ્રમુખ President (પ્રેસીડેન્ટ)
માનદ Honarary (ઓનરરી). કામચલાઉ Temporary (ટેમ્પરરી)
હંમેશની Perminant (પરમીનેન્ટ). પૈસા લઇને Paid (પેઇડ)
ગુન્હેગાર Culprit (કલ્પ્રીટ). દત્તક Adopted (એડોપ્ટેડ)
કેદ કરવું Arrest (એરેસ્ટ). સજા કરવી Sentence (સેન્ટેન્સ)
સખ્ત સજા Rigorous imprisonment (રીગરસ ઇમ્પ્રીઝનમેન્ટ)
સાદી સજા Simple imprisonment (સીમ્પલ ઇમ્પ્રીઝનમેન્ટ)
અદેખાઇ Jealousy (જેલસી). ટ્રસ્ટી Trustee, Executor.
તીરંદાજી Acher (આર્ચર). નક્કર Solid (સોલીડ). કઠોર Harsh

નિશાનબાજ Aims (એઇમ્સ). ભાડુત Tenant (ટેનન્ટ)
મસો Mole (મોલ). પ્રખ્યાત Renowned (રીનાઉન્ડ)
સ્વર્ગ Heaven(હેવન). Paradise (પેરેડાઇઝ).નર્ક–દોજખ Hell (હેલ)
વિચિત્ર સંજોગો Awckward position (ઑકવર્ડ પોઝીશન)
અસંખ્યInnumerable (ઇન્યુમરેબલ). લેણદાર Creditor (ક્રેડીટર)
દેવાળીઓ Insolvent (ઇનસોલવન્ટ). દેવાળુ Insolvency.
દેવાદાર Debtor (ડેટર). ગ્રહણ Eclipse (ઇક્લીપ્સ),નાગો Naked.
ઘરાક Customer (કસ્ટમર). કડવા Bitter (બીટર). વંશ Race.
ગમે તે ભોગે By all means. ઓછામાં ઓછી Minimum (મીનીમમ)
વધુમાં વધુ Maximum (મેકસીમમ). ખગોળ શાસ્ત્રી Astronomer.
જ્યોતિષી Astrologer (એસ્ટ્રોલૉજર). મહેમાનGuest (ગેસ્ટ),Host
બ્યાનું Advance (એડવાન્સ). બ્રહ્મચર્ય Celibacy. (સેલીબસી)
પૂરતો Ample (એમ્પલ), Enough, (ઇનફ) sufficient (સફીસીઅન્ટ)
સ્વતંત્રતા–મુક્તિ Liberty (લીબર્ટી), Freedom (ફ્રીડમ).
આઝાદી Independence (ઇન્ડીપેન્ડેન્સ). ભોગ–બલિદાન Sacrifice.
માતૃભુમિ Mother land (મધર લેન્ડ). દેશ Country, Nation.
આપઘાત કરવો Suicide (સુઇસાઇડ). અનામત Deposit (ડીપોઝીટ)
ઉદાર Generous. ઉદારતા Generosity (જનરોસીટી).
લોભી Greedy (ગ્રીડી). પગાર (આપવો) Pay (પે). પતિત Fallen.
અધુરી (બેમાંથી એકે પાર્ટી જીતે નહિ એવી રમત) Drawn (ડ્રોન)
અગર એમ ન કરે તો In default (ડીફોલ્ટ), In casa of failure.
ચીસ પાડવી Scream (સ્ક્રીમ). ચીચીઆરી કરવી Squeek (સ્કવીક)
કારકિર્દી Carrer (કેરીઅર). ચેતવણી Caution (કોશન)
ચારિત્ર્ય Character (કેરેક્ટર). વર્તણુક Conduct (કોન્ડક્ટ)

દયા Compassion (કોમ્પેશન). નુકસાનીનો બદલો Compensation.
સંબંધ Concern (કન્સર્ન). ગણત્રી Calculation (કેલ્કયુલેશન)
ગોટાળો Confusion (કન્ફ્યુઝન). છેડો Conclusion (કોન્કલ્યુઝન)
વિરોધી Contrast (કોન્ટ્રેસ્ટ). જિજ્ઞાસા Curiosity (ક્યુરીઓસીટી)
જોડાણ Connection (કનેકશન). અંતઃકરણ Conscience.
ધ્યાનમાં લેવું To consider. તિરસ્કાર Contempt (કોન્ટેમ્પ્ટ)
વિપત્તિ Disaster (ડીઝેસ્ટર). ધંધો-વેપાર Dealing (ડીલીંગ)
નબળાઇ Debiltiy (ડેબીલીટી). ટકાઉ Durability (ડ્યુરેબીલીટી)
વિગતવાર In details (ડીટેલ્સ). બીના Contents (કન્ટેન્ટસ)
પ્રસન્નતા Delight (ડીલાઇટ). દુશ્મનાવટ Enmity (એન્મીટી)
પ્રવેશ માર્ગ Entrance (એન્ટ્રન્સ). પ્રવેશ Admission.
અંદાજ Estimate (એસ્ટીમેટ). સભ્યતા Etiquette (એટીકેટ)
ખર્ચ Expenditure (એકસ્પેન્ડીચર). ઉદ્ગાર Expression.
ઉતાવળ Hesitation (હેઝીટેશન). લાગવગ Influence (ઇન્ફ્લ્યુઅન્સ)
બચપણ Infancy (ઇનફન્સી). ઉદ્યોગ Industry (ઇન્ડસ્ટ્રી).
આંખને આંજી નાખે એવું રોમાંચક દ્રશ્ય Illusion (ઇલ્યુઝન).
ઇરાદો Intention (ઇન્ટેનશન). મુલાકાત Interview (ઇન્ટરવ્યુ)
સાહિત્ય Literature (લીટરેચર). પાગલતા Lunacy (લ્યુનેસી)
યાદગીરી Memory (મેમરી); Rememberence (રીમેમ્બરન્સ)
અવસર Occasin (ઓકેઝન). વેશ્યા Prostitute (પ્રોસ્ટીટયુટ)
શુકન Omen (ઓમન), અપશુકન Ill omen. કુમારી Virgin.
ધીરજ Patience (પેઇશન્સ). પ્રમાણ Proportion (પ્રોપોરશન)
સુગંધ Perfume, Odour (ઓડૉર), Fregnance (ફ્રેગનન્સ).
દરજ્જો Position. ઢોંગ Preteece. મીલકત Property.
ભક્તિ Piety (પાએટી). ગુણ Quality (ક્વૉલીટી)

રાજ્ય Realm (રેલ્મ). પ્રતિષ્ઠા Reputation (રેપ્યુટેશન)
અફવા Rumour (રૂમર). ભથ્થુ Ration (રેશન). ઘડીયાળ Clock.
સુધારો Reform (રીફોર્મ). યોજના Scheme (સ્કીમ)
જામીનગીરી Surety (સ્યોરીટી). આત્મા Soul (સોલ)
સંદેહ Suspense (સસપેન્સ). મહેણું Taunt (ટૉન્ટ).
કરકસર Economy (ઇકોનોમી). સંધી Treaty (ટ્રીટી).
વિજય Triumph (ટ્રાયમ્ફ). ધમકી Threat (થ્રેટ).
વેદના Torture (ટોર્ચર). તુચ્છ Trifle (ટ્રાઇફલ). કોર Lace.
નિર્દયતા Tyranny (ટાયરની). સુલેહ Truce (ટ્રુસ)
વૈર Vengence (વેન્જેન્સ). નીચતા Villany (વીલની)
સદાચાર Virtue (વર્ચ્યુ). દુરાચરણ Vice (વાઇસ). ચણીઓ Apron
પરાક્રમ Valour (વેલર). વેગ Velocity (વેલોસીટી).
સાહસ Venture (વેન્ચર). દ્રષ્ટિ Vision (વીઝન). ચોળી Jacket
કુશળ Welfare (વેલફેર). વિપત્તિ Woe (વો). સાડી Saree
અક્કલ Wit (વીટ) અજાયબી Wonder (વન્ડર). પોલકું Cuff.
ઉત્સાહ Zeal. (ઝીલ), આનંદી Merry. લહેજત Zest (ઝેસ્ટ)
મરી જવું Decease (ડીસીઝ) બચાવ કરવો Defend (ડિફેન્ડ)
તીરસ્કારવું Defy (ડીફાઇ), ઉત્તેજવું Encourage (એનકરેજ)
ઉશ્કેરાવું Exite (એક્સાઇટ). ઉશ્કેરવું Institagate (ઇન્સ્ટીટગેટ).
વચમાં પડવું-ખલેલ કરવું Interfere (ઇનટરફીઅર). ઢાંકણુCover
ઇન્સાફ કરવો Judge (જડજ). હરકત કરવી Object (ઓબ્જેક્ટ)
અપરાધ કરવો Offend (ઓફેન્ડ). ઘટાડવું Reduce, Lessen.
મુલતવી રાખવું Postpone (પોસ્ટપોન). છીનવવું Snatch (સ્નેચ)
સોગંદ ખાવા Swear (સ્વેર), ગુમાવવું Waste (વેઇસ્ટ)
વાદી Complainant (કમપ્લેનન્ટ). પ્રતિવાદી Defendant.
ફરીયાદી Plantiff (પ્લેન્ટીફ). આરોપી Accused (એક્યુઝડ)

સાક્ષી Witness (વીટનેસ). પુરાવો Evidence (એવીડન્સ)
વળતર Commission (કમીસન). દલાલી Brokerage (બ્રોકરેજ)
આવક Income. ખર્ચ Expence. જવાબદારી Liability.
આયાત Imports. નિકાશ Exports. દેવું Debt (ડેટ)
કબાલો-ઇજારો Contract (કોન્ટ્રેકટ). એક હથ્થુ ઇજારો Monopoly
કરારનામું Agreement. જંગમ મિલ્કત Movable property
જાગીર Estate. પરવાનો License (લાઇસન્સ). વટાવ Discount
વહાણનું નૂર Freight charges (ફ્રેઇટ ચાર્જીસ). ભરતીયું Invoice
વારસ Heir. વારસો Legacy (લેગસી). વારસાનામું Will.
વેચાણખત Sale deed. ગીરો Mortgage (મોરગેજ)
જામીન Bail (બેઇલ). જામીનગીરી Security (સીક્યુરીટી)
હફતો Instalment (ઇન્સ્ટોલમેન્ટ). ભરણું Remittance (રેમીટન્સ).
સોગંદ Oath (ઓથ). સોગંદ પર જુબાની Affidavit (એફીડેવીટ)
દસ્તાવેજ Documents. યાદી Memorandum (મેમોરેન્ડમ).
મુખત્યારનામું Power of attorney (પાવર ઓફ એટર્ની)
ચઢાવેલો માલ Consigment. માલ જેને મોકલાય તે Consignee.
માલ મોકલનાર Consignor (કનસાઇનર). માલની માગણી Indent.
બારદાન Tare. ભરણ પોષણ Maintenance (મેઇન્ટેનન્સ).
બદનક્ષી Defamation. દાવો Suit. દીવાની Civil (સીવીલ)
ફોજદારી Criminal. ચુકાદો Judgement. લીલામ Auction.
ફડચો Liquidation (લીકવીડેશન), દેવાળીઓ Bankrupt.
હક Claim. દલીલ Argument. અસીલ Client (કલાએન્ટ)
અરજદાર Petitioner, (પીટીશનર) અરજી Petition (પીટીશન)
ખોટી સહી Forgery (ફોરજરી). બક્ષીસનામું Deed of gift.

THE END